શાળોપયોગી ભૂગોળમાળાઃ મણકો ૩ જો.

# હિંદુસ્તાન

અને

# એશિઆખંડ (સામાન્ય)

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ, બી. એ.
એસ. ટી. સી. ડી.

ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો,
અમદાવાદ.

શાળોપયોગી ભૂગોળમાળાઃ મણકો ૩ જો.

# હિંદુસ્તાન

અને

# એશિઆખંડ (સામાન્ય).

લેખક,
પ્રીતમરાય વ્રજરાય દેસાઈ, બી. એ.
એસ. ટી. સી. ડી.
અમદાવાદ.

ધી ગુજરાત ઓરીએન્ટલ બૂક ડીપો,
અમદાવાદ.

કિંમત ૦-૫-૦

# પ્રસ્તાવના.

મારી મુંબઈ ઇલાકાની ભૂગોળ પદ્ધતિસર ભણનાર તેમજ ભણાવનારને આ ભૂગોળ અઘરી નહિ લાગે તેમ હું ધારૂં છું. આ પુસ્તકમાં પણ ગુજરાતના વિદ્યાર્થીઓને શીખવાનું છે, એ બાબત લક્ષમાં રાખવામાં આવી છે.

ભૂગોળના શિક્ષણ વખતે ફક્ત માહીતી આપવાની નથી, પણ વિદ્યાર્થીઓની બુદ્ધિનો વિકાસ કાર્યકારણનો સંબંધ જોડીને કરવાનો છે. પૃથ્વી એ મનુષ્યને રહેવાનું સ્થળ છે, તેમાંથી તે પોતાની જરૂરિઆતો પુરી પાડે છે, અનુકૂળ સંજોગોનો લાભ લઈ પ્રતિકૂળ સંજોગો ઉપર વિજય મેળવે છે અને જીવનનિર્વાહ કરે છે, તે તત્ત્વ શિક્ષકે હંમેશાં લક્ષમાં રાખવાની જરૂર છે.

જે નકશા ખાસ તૈયાર કરવામાં આવ્યા છે, અને વિદ્યાર્થીઓના સ્વપ્રયાસ માટે કૃતિનાં સૂચન આપવામાં આવ્યાં છે, તેનો શિક્ષકો બરાબર ઉપયોગ કરશે તેવી આશા છે. કૃતિને ગુલામીથી વળગી રહેવાની જરૂર નથી. ઉત્સાહી શિક્ષકો આખા પુસ્તકમાંની કૃતિઓ વાંચી દરેક પાઠને અનુકૂળ સુધારોવધારો કરશે, તો શિક્ષણ વધારે રસિક અને લાભદાયી થશે.

પ્રવાસવર્ણનનાં પુસ્તકો, જાત્રાનાં તથા ઐતિહાસિક સ્થળોનાં ચિત્રો, વિદ્યાર્થીઓ અગર શિક્ષક જાત્રાએ ગયા હોય તેવા સ્થળોની જાતમાહીતી, જે સ્થળ શીખવાનું હોય તેના મહાપુરુષો, અને ઐતિહાસિક વ્યકિતઓની વાર્તાઓ વગેરે વિવિધ યુક્તિઓથી શિક્ષણ ઘણુંજ રસિક કરી શકાય છે.

આપણે ગુજરાતીઓ મોટે ભાગે વેપારી પ્રજા છીએ, આપણા લોકોએ વેપાર માટે ગુજરાત બહાર હિંદુસ્તાનમાં તેમજ પરદેશમાં થાણાં સ્થાપ્યાં છે, તેથી વ્યાવહારિક દૃષ્ટિએ પણ આપણાં બાળકોને **ભૂગોળના ખરા શિક્ષણની ખાસ અગત્ય છે.** આ વાત કેળવણી-કારોના લક્ષ બહાર તો નહિજ હોય.

શિક્ષક ભાઇઓના પવિત્ર ધંધામાં કોઇ પણ રીતે આ પુસ્તક મદદગાર થશે, તો હું મારો પ્રયાસ સફળ માનીશ.

**પ્રીતમરાય વ્રજરાય દેસાઈ.**



# અનુક્રમણિકા.

## એશિઆખંડ.

## પ્રાકૃતિક ભૂગોળ

## નકશાની યાદી.

# હિંદુસ્તાન.

## સામાન્ય વર્ણન.

આવો છોકરાં, હું તમને આપણા દેશની હકીકત કહું. આપણા દેશમાં મોટે ભાગે હિંદુ લોકો વસે છે, તેથી તે હિંદુસ્તાન કહેવાય છે.

આપણા ઇલાકા જેવા કેટલાક ભાગોનો તેમાં સમાવેશ થાય છે. હિંદુસ્તાનનો નકશો જુઓ. તે દ્વીપકલ્પ છે. ફક્ત ઉત્તરમાંજ તે એશિઆ ખંડની જમીન સાથે જોડાએલો છે. તેનો દક્ષિણ ભાગ અણી પડતો થઇને દરીઆમાં ગએલો છે, અને ત્રિકોણ જેવો લાગે છે.

પૃથ્વીનો નકશો જુઓ. તેમાંથી હિદુસ્તાન શોધી કાઢો. તે પૂર્વ ગોળાર્ધની લગભગ મધ્યમાં આવેલો છે, તેથી પૂર્વ ગોળાર્ધના બીજા દેશો કરતાં તેને બધા દેશો લગભગ પાસે પડે છે.

## સીમા અને વિસ્તાર.

હિદુસ્તાનનો નકશો જુઓ. ઉત્તર તરફ પર્વતોની હાર અને બીજી બધી બાજુએ તમને દરીઓ માલમ પડશે. ઉત્તરે હિમાલય પર્વત ઉપરાંત તેની સાથે જોડાએલા કારાકોરમ અને હિદુકુશ એક કુદરતી દિવાલ રૂપે આવી રહેલા છે, અને કોઇ પણ પરદેશીને કે દુશ્મનને એ રસ્તે આવવામાં અંતરાય રૂપ છે. પશ્ચિમે સુલેમાન અને હાલા પર્વત તથા અરબી સમુદ્ર આવેલા છે.

સુલેમાન અને હાલા પર્વતની બીજી બાજુએ એટલે પશ્ચિમે અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન આવેલા છે. બલુચિસ્તાન કુદરતી રીતે હિદુસ્તાનનો ભાગ નથી, પણ તે હિંદી સામ્રાજ્યનો ભાગ છે. બલુચિસ્તાનની પશ્ચિમે ઇરાન દેશ છે.

દક્ષિણે હિંદી મહાસાગર આવેલો છે. પૂર્વે બંગાળાનો અખાત તથા હિંદી ચીન, અને તેની પેલે પાર ચીન છે. પૂર્વમાં આવેલો બ્રહ્મદેશ પણ હિંદુસ્તાનનો કુદરતી ભાગ નથી; તે પણ હિંદી સામ્રાજ્યનો ભાગ છે.

આમ હિંદુસ્તાનના કુદરતી પ્રદેશ ઉપરાંત પૂર્વે બ્રહ્મદેશ અને પશ્ચિમે બ્રિટિશ બલુચિસ્તાન એ હિંદી સામ્રાજ્યના ભાગો છે, અને આપણે આ પુસ્તકમાં બ્રિટિશ હિંદુસ્તાન વિષે વિચાર કરીશું.

## કૃતિ.

૧ એક પાતળો કાગળ લઇ હિંદુસ્તાનના નકશા ઉપર મૂકો. પેન્સિલથી આ કાગળ ઉપર હિંદુસ્તાનની રૂપરેખા દોરો.

૨ હિંદના નકશાની રૂપરેખા દોરેલા કાગળને એક પુઠા ઉપર મૂકી નકશાની રૂપરેખા એવી રીતે ઘૂંટો, કે પુઠા ઉપર આંકા પડે. સાચવીને રૂપરેખાવાળો ભાગ પુઠામાંથી કાપી કાઢો.

૩ પુઠામાંથી કાપેલા નકશાની મદદથી કોરા કાગળ ઉપર હિંદુસ્તાનની રૂપરેખા દોરો. તેમાં સીમા બતાવવા યોગ્ય નામો લખો.

૪ હિંદનો નકશો દોરી ઉત્તર–દક્ષિણ અને પૂર્વ–પશ્ચિમ વચ્ચેની વધારેમાં વધારે પહોળાઇ માપો; બે વચ્ચેનું પ્રમાણ કાઢો.

૫ નંબર ત્રણમાંના નકશામાં અમદાવાદ અને મુંબઇ એ બે સ્થળ જણાવો. તે બે સ્થળનું અંતર માપો. આ અંતર કરતાં નંબર ચારમાંની લંબાઇ કેટલા ગણી છે ?

૬ અમદાવાદ ને મુંબઇ વચ્ચેનું અંતર આશરે ત્રણસો માઇલ હોય, તો હિંદુસ્તાનની ઉત્તર–દક્ષિણ અને પૂર્વ–પશ્ચિમ લંબાઇ આશરે કેટલી

## ભૂ–રચના.

હિંદુસ્તાનનો ભૂતળરચનાનો નકશો જુઓ. તેમાં તમને ચાર કુદરતી પ્રદેશો માલુમ પડશે. ( ૧ ) હિમાલયનો પહાડી પ્રદેશ, (૨) સિંધુ—ગંગાનો સપાટ પ્રદેશ, (૩) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ, અને (૪) કિનારાનાં મેદાન.

**(૧) હિમાલયનો પહાડી પ્રદેશઃ**—હિંદુસ્તાનની ઉત્તર સરહદનો

અધો ભાગ પહાડી છે. તે પ્રદેશ લગભગ ૧૫૦૦ માઇલ લાંબો અને



૧૫૦ થી ૨૦૦ માઇલ પહોળો છે. હિંદુસ્તાનનાં મેદાનોના પ્રદેશ તરફથી જોતાં તેનાં શિખરો ૨૦,૦૦૦ ફુટ ઉંચાં દેખાય છે, અને

એવાં ઉંચાં શિખરો બારે માસ બરફથી ઢંકાએલાં રહે છે. આ પ્રદેશની ઉત્તરે નદીઓનાં મૂળનો પ્રદેશ આવેલો છે. તેમાંથી ઉત્તર હિંદુસ્તાનની મોટી નદીઓ નીકળે છે. આ પ્રદેશમાં ઉનાળામાં ૧૫,૦૦૦ ફુટથી વધુ ઉંચાઇએ અને શિઆળામાં ૫,૦૦૦ ફુટથી વધુ ઉંચાઇએ બરફ પડી રહે છે. આ પર્વતો સહેલાઇથી ઓળંગી શકાય તેવા નથી, તેથી તે માર્ગે પરદેશીઓ દેશમાં દાખલ થઇ શકે તેમ નથી, તેમજ હિંદુસ્તાનનો પરદેશો સાથેનો વેપાર પણ તે માર્ગે ચાલી શકતો નથી. પરંતુ પર્વતોમાં કેટલીક ખીણો છે, તે માર્ગેજ અવરજવર થઇ શકે છે, અને વેપાર ચાલે છે. પ્રાચીન સમયથી તે આજ સુધી જમીનમાર્ગે જે પરદેશીઓ આ દેશમાં આવ્યા છે, તે આ ખીણો મારફતેજ દાખલ થયા છે. ખીણોમાં થઇ આવવાના આવા રસ્તા ઘાટ કહેવાય છે. **ખૈબરઘાટ** અફઘાનિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચેનો ધોરી માર્ગ છે. તેના એક નાકા ઉપર પેશાવર આવેલું છે. **બોલનઘાટ** બલુચિસ્તાન અને દેશની વચ્ચેનો મુખ્ય માર્ગ છે. એ સિવાય ગોમલઘાટ, બાલાહિસ્સા, ને કુરૂ વગેરે બીજા ઘાટો છે.

(૨) **સિંધુ–ગંગાનો સપાટ પ્રદેશઃ**—ભૂતળરચનાના નકશામાં ઉત્તરના પહાડી પ્રદેશની દક્ષિણે એક મોટું મેદાન જણાય છે. આ મેદાનમાં બે મોટી નદીઓ વહે છે; એક પશ્ચિમ તરફ અને બીજી પૂર્વ તરફ. આ મેદાનમાં વહેતી બીજી નદીઓ આ બે નદીઓને મળે છે. આ મોટી નદીઓ **સિંધુ અને ગંગા** છે, તેથી આ પ્રદેશ **સિંધુ–ગંગાનો પ્રદેશ** કહેવાય છે. આ પ્રદેશમાં ઘણી નદીઓ વહે છે, અને તેમણે આણીને ઠારેલા કાંપને લીધે આખો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ છે. આ પ્રદેશમાં વસ્તી પણ ઘણી ઘાડી છે, અને તેમાં મોટાં મોટાં શહેરો આવેલાં છે.

(૩) **દક્ષિણનો ઉચ્ચ પ્રદેશઃ**––સિંધુ–ગંગાના પ્રદેશની દક્ષિણે ઉચ્ચ પ્રદેશ માલમ પડે છે. તે હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં આવેલો હોવાથી **દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ** અથવા '**દખ્ખણ**' કહેવાય છે. આ પ્રદેશ

હિમાલયના પહાડી પ્રદેશથી જુદાજ પ્રકારનો છે. દક્ષિણની બધીએ જમીન બીજા મુલક કરતાં ઉંચી છે. તેની ઉંચાઇ પશ્ચિમ તરફ વધારે હોઇ પૂર્વ તરફ ઓછી થતી જાય છે. પશ્ચિમઘાટ તે આ પ્રદેશની પશ્ચિમ તરફની સરહદ છે.

(૪) **કિનારાનાં મેદાનઃ**—દરીઆકિનારા પાસે પહાડ અને દરીઆની વચ્ચે આવેલા નીચા પ્રદેશો, તે કિનારાનાં મેદાન છે. પશ્ચિમ કિનારા તરફનું મેદાન સાંકડું અને પૂર્વ કિનારા તરફનું વધારે પહોળું છે.

હાલ જેવી જમીન આપણને દેખાય છે તેવી પ્રાચીન કાળમાં નહોતી, તે બાબત તમે મુંબઇ ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છો. ઘણાં વર્ષો પહેલાં **અરવલ્લીના** ઉંચા પર્વતોની હાર નૈઋર્ત્ય કોણથી ઇશાન કોણ સુધી પથરાએલી હતી. તે પર્વતની પશ્ચિમે અને ઉત્તરે આવેલો હિંદુસ્તાનનો ઘણો મુલક તે સમયે હતોજ નહિ, પરંતુ તે જમીનને ઠેકાણે દરીઓ હતો. તે પર્વતની દક્ષિણે અને પૂર્વે જમીન હતી, અને તેમાં **વિંધ્યાચળ** પર્વત હતો. હાલ જે દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ દેખાય છે, તે નીચા મેદાનનો પ્રદેશ હતો. તે મેદાનની પશ્ચિમે હાલની માફક સમુદ્ર નહોતો પણ જમીન હતી, અને તે જમીન ઠેઠ આફ્રિકા ખંડની જમીન સાથે જોડાએલી હતી.

ત્યાર પછીના યુગમાં દક્ષિણમાં ઠેર ઠેર જ્વાળામુખી ફાટી નીકળ્યા, અને દક્ષિણની જમીન ઉંચી ઉપસી આવી. આ ફેરફાર થઇ રહ્યા પછી કેટલેક સમયે પૃથ્વીના પડના સંકોચાવાને પરિણામે **હિમાલય** ઉત્પન્ન થયો. આ પર્વત ઉત્પન્ન થયો, એટલે અરવલ્લીની ઉત્તરે જે મહાસાગર હતો તે પાછો હઠયો, અને ઉત્તર હિંદુસ્તાનનું મેદાન ધીમે ધીમે મહાસાગરને તળીએથી ઉંચું આવ્યું. વળી સિંધની પૂર્વે અને કચ્છની દરિયાકિનારા સિવાયની ઘણીખરી સરહદે રણ બની ગયું. આ બનાવની લગભગ સાથે સાથેજ હાલના દક્ષિણ હિંદની પશ્ચિમે જે જમીન હતી તે ધીમે ધીમે નીચી બેસી ગઇ, અને તે ઠેકાણે અરબી સમુદ્ર થયો. પરિણામે નવીન ભૂમિરચનાવાળો દેશ બન્યો.

## કૃતિ.

૧ હિંદુસ્તાનની ઉંચી નીચી જમીન દેખાડનારો નકશો દોરો. તેમાં જુદી જુદી ઉંચાઇ દેખાડવા જુદા જુદા ઘટતા ઘટતા રંગ પૂરો.

૨ હિંદની ભૂમિરચનાનો નકશો બનાવો; જુદી જુદી ઉંચાઇ દેખાડવા જુદા જુદા રંગના કાગળ ચોઢો.

૩ દક્ષિણની જમીન ઉંચી આવી તે પહેલાંના કાળનો કાલ્પનિક નકશો દોરો. તે નકશામાં દરીઆ માટે વાદળી, પર્વત માટે કાળો, હાલની સરહદ માટે પીળો, અને તે સમયની સરહદ માટે લાલ રંગ વાપરો.

૪ સિંધુ–ગંગાનું મેદાન સપાટ પ્રદેશ છે, છતાં સિંધુ અને ગંગા નદીનો સંગમ કેમ થતો નથી ?

૫ ગંગા નદી દક્ષિણ તરફ ન વહેતાં પૂર્વ તરફ શાથી વહે છે ?

૬ ગોદાવરી નદીના મૂળથી પશ્ચિમે દરીઓ ઘણો પાસે છે, છતાં નદી પૂર્વ તરફના દરીઆને ઘણે દૂર કેમ મળે છે ?

૭ રજપુતાનામાં રણ આવેલું છે, તેનું કારણ તમે શું ધારો છો ?

---

## પર્વતો.

**હિમાલય:**—હિંદુસ્તાનની ઉત્તર સરહદ ઉપર આ પર્વત આવેલો છે. તે દુનિયામાં સૌથી ઉંચો પર્વત છે. તેની ટોચ ઉપર હમેશાં બરફ પડી રહે છે, તેથી તે હિમાલય ( હિમ+આલય ) એટલે બરફનું રહેઠાણ કહેવાય છે. ઉત્તર હિંદુસ્તાનની ઘણી ખરી નદીઓ તેમાંથી નીકળે છે. તેની હદ પૂર્વમાં બ્રહ્મપુત્રાથી પશ્ચિમમાં સિંધુ સુધી પહોંચે છે. તેના પ્રદેશમાં મોટાં સરોવરો, હવા ખાવાનાં સ્થળો અને કેટલાંક જાત્રાનાં ધામ આવેલાં છે. તેના ઉપર જાત જાતની વનસ્પતિ થાય છે. તેની દક્ષિણ તરફની તળેટીના ભાગમાં **તેરાઇનું** જંગલ આવેલું છે, તેમાં ઘણાં રાની પશુ રહે છે.

તેનું સૌથી ઉંચું શિખર ગૌરીશંકર અથવા એવરેસ્ટ (૨૯,૦૦૨

ફુટ ) દુનિયામાં સૌથી ઉંચું છે; અને ધવલગિરિ, કાંચનગંગા, કૈલાસ, વગેરે બીજાં ઘણાં ઉંચાં અને સુંદર શિખરો તેમાં છે.

હિમાલયના પ્રદેશમાં કાશ્મીર, નેપાળ, ભુતાન અને સિકીમ એ દેશી રાજ્યો આવેલાં છે. કેટલીએ હિમસરિતાઓ તેમાંથી વહે છે, અને ઉત્તર હિંદુસ્તાનની નદીઓને હંમેશાં પાણી પુરૂં પાડે છે. શ્રીનગર, સિમલા, મસુરી,નૈનિતાલ, દહેરાદુન, દાર્જીલીંગ વગેરે અનેક સુંદર હવા ખાવાનાં સ્થળો તેમાં આવેલાં છે. દરેક નદીના મૂળને હિંદુઓ પવિત્ર માને છે, પરંતુ તેમાંએ કૈલાસ, ગંગોત્રી, જન્મોત્રી, કેદારનાથ, માન સરોવર એ સૌથી પવિત્ર મનાય છે.

તમે આગળ શીખશો કે હિંદુસ્તાનમાં વરસાદ વરસાવવામાં આ પર્વત મદદગાર થાય છે. વળી તેની ઉત્તર તરફના રશિઆના મેદાનમાં થઇને વાતા અતિ ઠંડા પવનોને પણ તે ખાળે છે. તેમાંથી નીકળતી નદીઓ દેશના મોટા ભાગને પાણી પુરૂં પાડે છે એટલુંજ નહિ, પણ જે પ્રદેશમાં થઇને તે વહે છે તે પ્રદેશને કાંપ ઠારીને ફળદ્રુપ બનાવે છે. ઉનાળાની ઋતુમાં આ નદીઓ સુકાતી નથી, પણ પર્વતની ટોચનો બરફ ઓગળવાથી તેમાં પાણીનો વધારો થાય છે.

તેની ઉંચાઈને લીધે બીજી પારના લોકો હિંદુસ્તાન ઉપર એકદમ ચઢી આવી શકતા નથી,તેમજ હિંદુસ્તાનની આબાદી હિમાલયનેજ આભારી છે. આ રીતે હિમાલય હિંદુસ્તાનનો રક્ષક અને પોષક છે, તેથી હિંદુઓ તેને પવિત્ર માની પૂજે તો તેમાં શું આશ્ચર્ય ?

**સુલેમાનઃ**—આ પર્વત હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ ઉપર આવેલો છે, અને તે અફઘાનિસ્તાનને હિંદુસ્તાનથી જુદો પાડે છે. તેમાં **ખૈબરઘાટ** અને **બોલનઘાટ** હિંદુસ્તાનમાં આવવાના માર્ગ છે. ખૈબરઘાટના નાકા ઉપર **પેશાવર** આપણું લશ્કરી મથક છે, અને બોલનઘાટના નાકા ઉપર **કવેટા** છે.

**હાલાઃ**—સિંધ અને બલુચિસ્તાનની વચ્ચે આવેલો છે.

**અરવલ્લીઃ**—આ પર્વત ગુજરાતની લગભગ ઇશાન સરહદથી

શરૂ થાય છે. તેની સાથે સંબંધ ધરાવતી ટેકરીઓની હાર લગભગ દિલ્હી સુધી પહોંચે છે, અને તેને લીધે સિંધુ અને ગંગાના પ્રદેશની વચ્ચે એક ઉચ્ચ પ્રદેશ ફાચરની માફક આવી રહે છે, અને તે બે પ્રદેશો જુદા પડે છે. અરવલ્લી પર્વતને લગતો ઉચ્ચ પ્રદેશ, તેની આસપાસનાં નાનાં મેદાનો, રણ અને તળ ગુજરાત એટલાનો સમગ્ર ખ્યાલ ભૂ-રચનાને લગતો રાખો તો તે પણ બરાબર છે. અરવલ્લીમાં આબુ શિખર સૌથી ઉંચું છે, અને તે હવા ખાવાનું સ્થળ છે.

**વિંધ્યાચળઃ**—હિંદુસ્તાનની લગભગ મધ્યમાં પશ્ચિમથી પૂર્વમાં ફેલાએલો છે, અને દેશના બે કુદરતી ભાગો પાડે છે. ઉત્તરનો ભાગ ઉત્તર હિંદુસ્તાન અથવા ટુંકમાં હિંદુસ્તાન કહેવાય છે, અને તે પ્રદેશમાં બોલાતી ભાષા હિંદુસ્તાની કહેવાય છે. દક્ષિણનો પ્રદેશ ટુંકમાં દક્ષિણ કે 'દખ્ખણ' કહેવાય છે. તેમાં ઉત્તરનો ભાગ મેદાન છે અને દક્ષિણનો ભાગ ઉચ્ચ પ્રદેશ છે. આ પર્વત હિંદુસ્તાનની મધ્યમાં આવેલો જળક્ષેપક પ્રદેશ છે. તેમાંથી નીકળતી **નર્મદા** એક મોટી નદી છે. આ પર્વતની પાસે જંગલોનો પ્રદેશ છે.

**સાતપુડાઃ**—વિંધ્યાચળની દક્ષિણે અને લગભગ તેને સમાંતર આ પર્વત આવેલો છે. એનું ઉંચું શિખર **પંચમઢી** છે.

**પશ્ચિમઘાટઃ**—દક્ષિણના ઉચ્ચ પ્રદેશની પશ્ચિમ સરહદે દરીઆ-કિનારાથી થોડે દૂર આ પર્વત આવેલો છે. ઉત્તરે લગભગ વિંધ્યાચળ અને સાતપુડાની સરહદથી શરૂ થઇ દક્ષિણમાં નીલગિરિ સુધી તે પહોંચે છે. દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ પશ્ચિમે પશ્ચિમઘાટથી પૂર્વમાં પૂર્વઘાટ તરફ ધીમે ધીમે ઢળતો જાય છે, તેથી દક્ષિણની ઘણી નદીઓ પૂર્વ તરફ વહે છે. આ પર્વતમાં મહાબળેશ્વર, માથેરાન, લોનાવલા વગેરે હવા ખાવાનાં સ્થળ છે. વળી કેટલાક કિલ્લાઓ પણ છે.

**પૂર્વઘાટઃ**—દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં પૂર્વે આવેલો છે. તે પશ્ચિમઘાટ જેટલો ઉંચો કે સળંગ નથી, પણ તેમાં તુટક તુટક ભાગ પડી ગએલા છે. એ ભાગોમાં ગોદાવરી અને કૃષ્ણા જેવી નદીઓ પોતાની આસપાસ ફળદ્રુપ જમીન બનાવતી દરિયા સુધી પહોંચે છે.

નીલગિરિઃ—પશ્ચિમઘાટ અને પૂર્વઘાટ બન્ને દક્ષિણમાં જે સ્થળે એકઠા થાય છે, તે સ્થળ નીલગિરિ કહેવાય છે. હિંદુસ્તાનની છેક દક્ષિણમાં હવા ખાવાને માટે આ પર્વતનાંજ શિખરો અગત્યનાં મથક છે. ઉતાકામંડ બહુ લોકપ્રિય અને રમ્ય છે.

પતકોઈઃ—હિંદુસ્તાન અને બ્રહ્મદેશની વચ્ચે કુદરતી સરહદ રૂપે આવેલો છે. આ પર્વતની હારો ઉત્તર દક્ષિણ આવેલી છે, ને તેની વચલી ખીણોમાં બ્રહ્મદેશની નદીઓ વહે છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં પર્વતો બતાવો.

૨ જમીન ઉપર હિંદુસ્તાનનો નકશો કોરી કાઢો. તેમાં જુદી જુદી ઉંચાઈએ માટી પાથરી ભૂતળરચના બતાવો.

૩ ભૂરચનાના નકશામાં સડકના પથરા વાપરી પર્વતો બતાવો.

૪ રદ્દી કાગળના માવામાં મેથીનો લોટ અથવા આમલીના કચુકાનો લોટ ચિકાશ માટે ભેળવો. આ માવો જેવી રીતે રદ્દી કાગળની ટોપલીઓ વગેરે તૈયાર કરવામાં આવે છે તે રીતે તૈયાર કરવો. લાકડાના પાટીઆ ઉપર હિંદુસ્તાનની રૂપરેખા દોરો. અંદરના ભાગમાં કાગળનો માવો પાથરી ઉંચી નીચી જમીન પ્રમાણે રચના બતાવો. એક બે દિવસ નકશો ઠરવા દીધા પછી તે નકશા ઉપર પર્વતો ગોઠવો.

૫ નં. ૪ પ્રમાણે છાણ અને માટીનો નકશો તૈયાર કરો.

## નદીઓ.

હિમાલયમાંથી નીકળતી નદીઓમાં સિંધુ, ગંગા અને બ્રહ્મપુત્રા મુખ્ય છે. એ ત્રણે નદીઓ કૈલાસ શિખર અને માન સરોવરની પાસેના પ્રદેશ આગળ બહુ પાસે પાસે નીકળે છે. સિંધુ પશ્ચિમ તરફ, ગંગા લગભગ મધ્યમાં, અને બ્રહ્મપુત્રા પૂર્વ તરફ વહે છે. આ નદીઓ ઉત્તર હિંદુસ્તાનના આખા પ્રદેશને પાણી પુરૂં પાડે છે, અને વળી મેદાનને ફળદ્રુપ બનાવે છે.

**સિંધુ:**—એની હકીકત મુંબઇ ઇલાકાની ભૂગોળમાં આવી ગઇ છે.

**ગંગા:**—હિંદુઓએ માનેલી સૌથી પવિત્ર ગંગા નદી ગંગોત્રી શિખરમાંથી નીકળે છે. કેટલાક વખત સુધી પહાડી પ્રદેશમાં વહ્યા પછી તે હરદ્વાર આગળ સપાટ મેદાનમાં દાખલ થાય છે. તેના ઉપર જાત્રાનાં ઘણાં સ્થળો આવેલાં છે. તેમાં ગંગોત્રી, હરદ્વાર, પ્રયાગ અને કાશી એ મુખ્ય છે. મેદાનના પ્રદેશમાં તે ધીમેથી વહે છે, તેથી તેમાં વહાણો ફરી શકે છે. હિમાલયનો બરફ ઉનાળામાં ઓગળે છે અને તેનું પાણી આ નદીમાં આવે છે, તેથી બીજા પર્વતોમાંથી નીકળતી નદીઓની માફક આ નદીમાં ઉનાળામાં પાણીની ખોટ પડતી નથી. તેમાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે, અને તે વડે ખેતરોમાં પાણી પુરૂં પાડવામાં આવે છે. આ નદી કાંપ લાવીને ઠારે છે, તેથી ઉત્તર હિંદુસ્તાનનું મેદાન ફળદ્રુપ બન્યું છે.

**જમના:**—આ નદી જમ્નોત્રી શિખરમાંથી નીકળે છે અને પ્રયાગ આગળ ગંગાને મળે છે. તેનું ખરૂં નામ યમુના છે, અને તેને કિનારે મથુરા જાત્રાનું ધામ છે. આ નદીનું મેદાન પણ રસાળ છે. વૈષ્ણવો આ નદીને વધારે પવિત્ર માને છે. ભાઇબીજને દિવસે મથુરામાં વિશ્રામઘાટને આરે કરેલું યમુનાસ્નાન મોક્ષદાયી ગણાય છે.

**બ્રહ્મપુત્રા:**—ગંગા નદીના મૂળની પડોશમાંજ તેનું મૂળ છે. તે ઘણો સમય હિમાલયની ઉત્તરે ટિબેટના પ્રદેશમાં પૂર્વ તરફ વહે છે. તેના શરૂઆતના પ્રવાહના કેટલાક ભાગની માહીતી હજી બરાબર મળેલી નથી; કારણ કે તે કેટલોક સમય ઘાડા જંગલના પ્રદેશમાં વહે છે, અને તે પ્રદેશમાં માણસને ખાઇ જાય એવી જંગલી જાતો વસે છે. હિંદુસ્તાનમાં તે સૌથી પહેલી આસામમાં દાખલ થાય છે, અને ત્યાર પછી બંગાળામાં વહે છે. તે ગંગા નદીને મળે છે, અને પછી તે બન્ને નદીઓનાં ભેગાં પાણી બંગાળી ઉપસાગરને મળે છે. આ નદી ઘણો કાંપ ઘસડી લાવે છે અને તેની ખીણના પ્રદેશમાં વરસાદ સારો વરસે છે, તેથી તેની ખીણનો આખો પ્રદેશ લીલોતરીથી ભરેલો છે. તેમાં પાણી

ઘણું હોવાથી તેને નદીને બદલે નદ કહેવામાં આવે છે. કેટલીક વખત કાંપના ઠરવાથી નદીનો પટ આસપાસની જમીનથી ઉંચો થઇ જાય છે; એટલે નદી પટ બદલે છે, અને તેથી દર વર્ષે કેટલાંએ ગામડાં અને ખેતરો તેમાં તણાઈ જાય છે.

બીજી મોટી નદીઓ સાબરમતી, મહી, નર્મદા અને તાપીની હકીકત મુંબઇ ઇલાકાની ભૂગોળમાં આવી ગઇ છે.

પૂર્વ તરફના કિનારાના મેદાનને પાણી પુરૂં પાડનારી ચાર મોટી નદીઓ મહા નદી, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી છે.

**મહા નદી**:—મધ્યપ્રાંતના મૈકલ ડુંગરમાંથી નીકળે છે. તેનો અર્ધો ભાગ મધ્યપ્રાંતમાં અને બાકીનો ભાગ ઓરિસ્સામાં છે. ખેતીને પાણી પુરૂં પાડવા માટે તેમાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે, ને તે ઓરિસ્સાની નહેરો કહેવાય છે. તેના ઉપર કટક શહેર આવેલું છે.

**ગોદાવરી**:—તે દક્ષિણના ઉચ્ચ પ્રદેશની મોટી નદી છે.તે પશ્ચિમ-ઘાટમાં મુંબઇ ઇલાકાની હદમાં દરીઆથી થોડે દૂરથીજ નીકળી પૂર્વ તરફ વહે છે. તે અને તેને મળનારી નદીઓના પ્રદેશ કાળા કાંપવાળી જમીનના બનેલા હોવાથી ઘણા ફળદ્રુપ અને કપાસને માટે લાયક છે. તે હૈદ્રાબાદની ઉત્તર હદની મોટી નદી છે. તેમાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે. રામાયણમાં આ નદીનું વણન આવે છે. રામ, સીતા અને લક્ષ્મણ આને કિનારે નાશક પાસે પંચવટીમાં રહ્યાં હતાં, તેથી આ નદી પવિત્ર મનાય છે.

**કૃષ્ણા**:—દક્ષિણની ઉચ્ચ ભૂમિની ત્રણ મોટી નદીઓમાં વચલી નદી છે. તે થોડો વખત મુંબઇ ઇલાકામાં, ત્યારપછી હૈદ્રાબાદ રાજ્યની દક્ષિણ સરહદે, અને છેવટે મદ્રાસ ઇલાકામાં વહે છે. તેનો પ્રદેશ ફળદ્રુપ છે. તેમાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે. બેઝવાડાની નહેરો ઘણી સુંદર છે. તેના મુખ આગળ મચ્છલીપટ્ટણ બંદર છે.

**કાવેરી**:—કુર્ગમાં પશ્ચિમઘાટના એક ડુંગરમાંથી નીકળે છે,અને મ્હૈસુર રાજ્ય તથા મદ્રાસ ઇલાકાના કર્ણાટકના પ્રદેશને પાણી પુરૂં પાડે છે.

તેની ખીણનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે, અને તે દક્ષિણ હિંદનો બગીચો કહેવાય છે. તેમાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે. તેના ધોધ-માંથી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે, અને તેનો લાભ લેવામાં આવ્યો છે. તે વીજળીની મદદથી કોલરની સોનાની ખાણોનાં યંત્રો ચલાવવામાં આવે છે, અને મ્હૈસુર અને બેંગલોર શહેરોને દીવા-બત્તી તથા વીજળીનું બળ પુરૂં પાડવામાં આવ્યું છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનના નકશામાં નદીઓ દોરો.

૨ છાપેલા નકશામાં અગર નિશાળના નકશામાં નદીઓની લંબાઇ દોરીથી માપો, અને લંબાઈના પ્રમાણમાં નદીઓને નંબર આપો.

૩ જો અમદાવાદ અને મુંબઇ વચ્ચેનું અંતર લગભગ ત્રણસો માઇલ હોય તો નંબર ૨ ના સવાલમાં લીધેલાં માપને આધારે નદીઓની લંબાઇ આશરે જણાવો.

૪ જમીન પર કરેલા હિંદના નકશામાં નદીઓ કોતરી કાઢો.

૫ નદીઓને પાક જોડે શો સંબંધ છે તે જણાવો.

૬ બ્રહ્મપુત્રામાંથી નહેરો કાઢવામાં કેમ નહિ આવી હોય?

૭ હિંદુસ્તાનની જે નદીઓમાંથી નહેરો કાઢવામાં આવી હોય, તેમના ઉપર નકશામાં કોઇ બીજા રંગનું ચિન્હ કરો.

૮ નદીઓથી દેશને શા લાભ થતા હશે તે જણાવો.

૯ ગુજરાતની નદીઓની સરખામણી નીચે મુજબ કરોઃ—

(ક) દક્ષિણની નદીઓ સાથે.

(ખ) ઉત્તર હિંદની નદીઓ સાથે.

(ગ) સિંધુ સાથે.

૧૦ ગુજરાતની નદીઓમાંથી આપણે હાલના કરતાં વધારે શો લાભ લઈ શકીએ? એ વિષે તમે એક ટુંકી યોજના ઘડી કાઢો.

# સરોવરો.

## હિંદુસ્તાનમાં બહુ મોટાં સરોવરો નથી.

**વુલર સરોવરઃ**—કાશ્મીરમાં દરીઆની સપાટીથી લગભગ ૫,૦૦૦ ફુટ ઉંચે છે. જેલમ નદી અને પર્વતમાંથી નીકળતાં કેટલાંક ઝરણોનું પાણી તેમાં પડે છે. પૂરને વખતે તેનો વિસ્તાર લગભગ ૧૦૦ ચોરસ માઇલ હોય છે. તેની આસપાસનું સૃષ્ટિસૌંદર્ય ઘણુંજ રળિઆમણું છે. કેટલાએ મુસાફરો દર વર્ષે ત્યાં ફરવા જાય છે.

**સાંભર સરોવરઃ**—રજપુતાનામાં અજમેરથી લગભગ પચાસ માઇલ દૂર આવેલું છે. તે દરીઆની સપાટીથી લગભગ ૧,૨૦૦ ફુટ ઉંચે છે. તેનો વિસ્તાર લગભગ ૯૦ ચોરસ માઇલ છે. તેમાં થઇને કેટલીક નદીઓ વહે છે. ક્ષારવાળી જમીનને લીધે દર વર્ષે તેમાંથી હજારો મણ મીઠું પાકે છે, અને તેની કિમ્મત લાખો રૂપીઆ થાય છે.

**કોલર સરોવરઃ**—ગોદાવરી અને કૃષ્ણા નદીના મૂળની વચ્ચે આવેલું છે. તેમાં કેટલીક નદીઓનાં પાણી પડે છે. એ નદીઓના કાંપને લીધે તે ધીમે ધીમે પુરાતું જાય છે. આ સરોવરમાં કેટલાક ફળદ્રુપ ટાપુઓ છે, અને તેમાં કેટલાંક ગામડાં છે.

**ચીલ્કા સરોવરઃ**—જગન્નાથપુરીની પાસે છે. તે ખરી રીતે દરીઆની ખાડી જેવું છે. ચોમાસામાં તેનું પાણી મીઠું હોય છે અને બીજી ઋતુમાં ખારૂં હોય છે. તેના કિનારા અને દરીઆ વચ્ચે ૪૦–૫૦ વારનુંજ અંતર છે.

**રાવણહ્રદ** અને **માન** સરોવર હિમાલય પર્વત ઉપર છે.

# કિનારો.

હિંદુસ્તાન બહુ મોટો દેશ છે. એનો વિસ્તાર જોતાં તેના કિનારાની લંબાઇ પ્રમાણમાં ઘણી થોડી છે. કિનારો ખાંચાખુંચીવાળો પણ નથી, અને તેથી કરીને મધ્યના દેશોને દરીઓ બહુ દૂર પડે છે.

**પશ્ચિમ કિનારોઃ**—પશ્ચિમ કિનારા ઉપર કચ્છનો અને

ખંભાતનો અખાત એ બેજ ખાંચા છે. તે બેની વચ્ચે કાઠિઆવાડ દ્વીપકલ્પ છે. કરાંચી અને મુંબઈ એ બે મોટાં બંદરો છે. તે બંદરો મારફત પરદેશો સાથે વેપાર ચાલે છે. કચ્છ અને કાઠિઆવાડનાં બંદરો, નદીઓનાં મૂળ પાસેનાં બંદરો, અને કોંકણ અને મલબાર કાંઠાનાં બંદરો મારફત કિનારાનો વેપાર ચાલે છે.

કાઠિઆવાડનાં કેટલાંક બંદરોની હવે ખીલવણી થવા માંડી છે. એ બંદરો અને **માર્મગોવા** મારફત પરદેશનો થોડો વેપાર ચાલે છે. મલબાર કિનારાની પશ્ચિમમાં લક્ષદ્વીપ અને માલદ્વીપ નામના બેટોના સમૂહ આવ્યા છે. તે ટાપુઓ પરવાળાંના બનેલા છે.

**દક્ષિણ કિનારોઃ**—આ કિનારાથી થોડે દૂર **લંકા** બેટ છે. લંકા અને હિંદ વચ્ચે **પાકની સામુદ્રધુનિ** અને **મનારનો અખાત** છે.

**પૂર્વ કિનારોઃ**—પૂર્વ કિનારો સીધો છે અને તેમાં સારાં બંદર નથી. મદ્રાસ અને કલકત્તા એ મુખ્ય બંદર છે. તે કિનારે આંદામાન અને નિકોબાર ટાપુઓ છે. વળી પૂર્વ કિનારે બ્રહ્મદેશમાં રંગુન બંદર છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં મુખ્ય સરોવરો બતાવો.

૨ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં અગત્યનાં બંદરો બતાવો.

૩ હિંદના કયા ભાગને દરીઆકિનારાનો લાભ મળે છે તે જણાવો.

૪ હિંદના જે ભાગ દરીઆકિનારે આવેલા છે તેનાં ક્ષેત્રફળ અને દરીઆકિનારાની લંબાઇ તપાસો. પ્રમાણ જોઇ ક્રમ ગોઠવો.

૫ જુદા જુદા ભાગોના દરીઆકિનારાની લંબાઇ દોરીથી માપો, અને લંબાઈના પ્રમાણમાં તેમને નંબર આપો.

## ટાઢ—તાપ.

આપણને ગરમી આપનાર સૂર્ય છે. જ્યારે તેનાં કિરણ સીધાં હોય ત્યારે આપણને વધારે તાપ લાગે, અને તીરકસ હોય ત્યારે ઓછો તાપ લાગે, તે તમે આગળ શીખી ગયા.

જાન્યુઆરિ મહીનામાં સૂર્ય મકરવૃત્ત ઉપરના મુલકમાં બરાબર સીધાં કિરણો નાખે છે. મકરવૃત્ત લંકાથી પણ ઘણે દૂર દક્ષિણમાં છે.



હિંદુસ્તાનમાં આ મહીનામાં કિરણો તીરકસ પડે છે, તેથી ગરમી ઓછી હોય છે. જેમ જેમ ઉત્તરે જઇએ તેમ તેમ કિરણો વધારે તીરકસ થતાં જાય છે, તેથી ગરમી ઘટતી જાય છે.

જાન્યુઆરિના ઉષ્ણતામાનનો નકશો જુઓ. તેમાંથી સૌથી ઓછા તાપવાળા પ્રદેશો શોધી કાઢો.



જુલાઇ મહીનામાં કર્કવૃત્ત ઉપરના મુલકમાં સૂર્ય બરાબર સીધાં કિરણ નાખે છે. કર્કવૃત્ત અમદાવાદની ઉત્તરે થોડે દૂર છે, તેથી કર્કવૃત્તની પાસેના મુલકમાં વધારે ગરમી અને તેનાથી દૂરના પ્રદેશમાં ઓછી ગરમી હોવી જોઇએ. પરંતુ સિંધ અને રજપુતાનાના રણની હવા તદ્દન સુકી હોવાથી તે પ્રદેશો ઘણા ગરમ છે, અને તે પ્રદેશોની જેમ દક્ષિણે જઇએ તેમ હવા ઓછી ગરમ થતી જાય છે. દરીઆ-કિનારા પાસેના મુલકની હવા સૌથી ઓછી ગરમ હોય છે.

## વરસાદ.

દરીઆના પાણીની વરાળ બારે માસ થયાજ કરે છે, પણ ઉનાળામાં વરાળ ઘણીજ થાય છે. એ વરાળનાં વાદળાં થઇ ઉંચે ચઢે છે, અને જે દિશાનો પવન હોય તે દિશા તરફ ઘસડાઈ જાય છે. જો તે વાદળાંને કોઇ રોકનાર મળે તો તેની દિશા બદલાય છે. વળી તે વાદળાં ઠંડી હવાની જોડે સંબંધમાં આવે, તો તે ઘટ્ટ થાય છે અને વરસાદ રૂપે વરસે છે. તમારે વાદળાંનું અવલોકન કરવું.

ઉનાળામા હિંદી મહાસાગરના પાણીની વરાળ થઈ ઉંચે ચઢે છે. તે વખતે પવન નૈર્ઋત્યથી ઇશાન કોણ તરફ વાય છે, અને વાદળાં તે તરફ ઘસડાય છે. હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં સહ્યાદ્રિ પર્વત આવેલો છે, તેથી વાદળાં આગળ જઈ શકતાં નથી અને પર્વત પાસે ઉંચે ચઢવા માંડે છે. આ વાદળાં ઉંચે ચઢતી વખતે ઠંડી હવાના સંબંધમાં આવે છે તેથી તે ઘટ્ટ થઈ જાય છે અને વરસાદ રૂપે વરસે છે. પશ્ચિમઘાટની પૂર્વ બાજુએ બહુ વરસાદ પડતો નથી.

આ કેવી રીતે બને છે તે જોવા આપણે એક પ્રયોગ કરીએ. એક કીટલીમાં ઉનું પાણી કરીએ, અને તેની વરાળ થવા દઈએ. થોડા વખત પછી નાળચામાંથી વરાળનાં વાદળાં નીકળતાં જણાશે. આ વરાળની આગળ થોડે દૂર સ્લેટ આડી ધરો. સ્લેટ ઉપર પાણી બાઝેલું જણાશે. વરસાદ આવી રીતેજ પડે છે.

મધ્ય હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપર વાદળાંને રોકનાર કોઇ



નથી. ગુજરાતની પૂર્વ સરહદ પાસે ડુંગરાની હાર અને વચ્ચે વચ્ચે જંગલો

છે, તેથી વાદળાં થોડાં ઘણાં રોકાય છે, અને ગુજરાતમાં થોડો પણ ખેતીને લાયક વરસાદ પડે છે. ત્યાર પછી વાદળાં રજપુતાનાના રણ ઉપરથી પસાર થાય છે. ત્યાં હવા ઘણી ગરમ હોય છે, એટલે વાદળાં ઠરતાં નથી, પણ આગળ ચાલ્યાં જાય છે, તે ઠેઠ હિમાલય આગળ અટકે છે, અને ત્યાં ઠરીને વરસાદ રૂપે પડે છે. એથી કરીનેજ હિમાલયની પાસેના પ્રદેશોમાં વરસાદ વધારે પડે છે. પશ્ચિમ કિનારાના ઉત્તર ભાગ તરફ નકશામાં જુઓ. તે ભાગની પશ્ચિમે પર્વતો આવેલા છે, એટલે ત્યાં ભેજવાળા પવન આવી શકતા નથી. જે થોડાં ઘણાં વાદળાં આવે તેને ઠારનાર કાંઇ સાધન નથી, તેથી સિંધ અને પંજાબના ભાગમાં વરસાદ ઓછો વરસે છે.

હિંદુસ્તાનના પૂર્વ કિનારા તરફ વાદળાં ઠેઠ હિમાલય સુધી પહોંચે છે, અને પૂર્વ બાજુએ બ્રહ્મદેશના પહાડોથી અટકે છે, તેથી આસામના પ્રદેશમાં સૌથી વધારે વરસાદ પડે છે.

શિઆળામાં પવનની દિશા વાયવ્ય તરફની હોય છે, તેથી ભેજવાળા પવન બંગાળી ઉપસાગરમાંથી આવી મદ્રાસ અને કર્ણાકટના ભાગમાં તેમજ બંગાળા અને આસામમાં વરસાદ વરસાવે છે. કેટલીક વખત આ પવનો ઠેઠ પંજાબ સુધી પહોંચે છે, ને ત્યાં શિઆળામાં વરસાદ પડે છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં જાન્યુઆરિનું ઉષ્ણતામાન બતાવો. ગરમીના જુદા જુદા અંશ દેખાડવા જુદા જુદા રંગ પૂરો.

૨ જુલાઇના ઉષ્ણતામાનનો નકશો ઉપર મુજબ દોરો.

૩ ભૂતળરચનાનો નકશો દોરી તેમાં જુલાઇનું ઉષ્ણતામાન બતાવનારી લીટીઓ દોરો.

૪ એકજ નકશા ઉપર જાન્યુઆરિનું ઉષ્ણતામાન અને જુલાઇનું ઉષ્ણતામાન બતાવનારી જુદા જુદા રંગોની લીટીઓ દોરો. (જાન્યુઆરિ માટે ભુરો રંગ અને જુલાઇ માટે લાલ રંગ વાપરવો.)

૫ શિઆળા અને ઉનાળાના ઉષ્ણુતામાનમાં સૌથી વધારે અને સૌથી ઓછો તફાવત હોય તેવા મુલકનાં નામ લખો.

૬ હિંદુસ્તાનમાં પડતો વરસાદ બતાવનારો નકશો કાઢો. તેમાં જુદાં જુદાં માપ દેખાડવા જુદા જુદા રંગ પૂરો. ( સૌથી વધારે વરસાદ દેખાડવા ઘેરા ને ઓછા વરસાદ માટે આછા રંગ પસંદ કરવા. )

૭ હિમાલય હિંદની ઉત્તરે પૂર્વ–પશ્ચિમ પડેલો છે, તેને બદલે મધ્યમાં ઉત્તર--દક્ષિણ પડયો હોત, તો વરસાદ ઉપર શી અસર થાત ?

૮ હિમાલય ન હોત તો હિંદના વરસાદ પર શી અસર થાત ?

૯ પશ્ચિમઘાટ નીચો ને પૂર્વઘાટ ઉંચો હોત, તો દખ્ખણના ઉચ્ચ પ્રદેશની ભૂમિરચના, ટાઢ–તાપ, અને વરસાદ પર શી અસર થાત ? તમારા ઉત્તરમાં કારણો સ્પષ્ટ કરવાં.

૧૦ હાલા પર્વત સિંધની પશ્ચિમે છે તેને બદલે પૂર્વે હોત, તો વરસાદ ઉપર શી અસર થાત ? બીજા ફેરફાર વિષે ઘટતી કલ્પના કરો.

૧૧ રજપુતાનાની કુદરતી રચનામાં કેવા ફેરફાર હોત, તો ત્યાં વરસાદ પડત ? એથી એ મુલકને શા શા લાભ થાત ?

૧૨ હિંદુસ્તાનમાં (૧) સૌથી ઓછો અને (૨) સૌથી વધારે વરસાદ કયાં કયાં પડે છે ? તેમ થવાનાં કારણો લખો.

---

## ટાઢ–તાપ.

### ઋતુઓઃ શિઆળો–ઉનાળો.

તાપ ઓછોવત્તો પડવાનાં મુખ્ય કારણ તમે મુંબઇ ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છો. તમે જાણો છો, કે દરીઆની પાસે આવેલા મુલકમાં ટાઢ અને તાપ ઓછાં પડે છે. ઉંચા પ્રદેશોમાં ટાઢ વધારે પડે છે પણ તાપ ઓછો પડે છે, અને નીચા પ્રદેશમાં તાપ વધારે અને ટાઢ ઓછી પડે છે. વર્ષના જે ભાગમાં સૂર્યનાં કિરણ સીધાં પડે છે ત્યારે તાપ વધારે પડે છે, અને તે વખતને આપણે **ઉનાળો**

કહીએ છીએ. વર્ષના જે ભાગમાં કિરણો તીરકસ પડે છે ત્યારે ટાઢ પડે છે, અને તે વખતને આપણે **શિઆળો** કહીએ છીએ.

હિંદુસ્તાનનો નકશો જુઓ. તેમાં દરીઆકિનારા પાસે આવેલા મુલકની યાદી કરો. આ મુલકમાં હંમેશાં *પવન ચાલુ રહેવાથી શિઆળા અને ઉનાળાના ઉષ્ણતામાનમાં બહુ ફેર રહેતો નથી, એટલે દરીઆકિનારાના પ્રદેશોની હવા સમધાત રહે છે.

ભૂતળરચનાના નકશામાંથી ઉચ્ચ પ્રદેશો શોધી કાઢો. આ પ્રદેશોમાં ટાઢ વધારે પડે છે.

પૃથ્વીનો ગોળો જુઓ. તે ગોળામાં બરોબર વચ્ચે એક આડી લીટી દોરવામાં આવી છે. તે લીટી **વિષુવવૃત્ત** કહેવાય છે. વિષુવવૃત્તની ઉત્તર–દક્ષિણના પાસેના મુલકમાં સૂર્યનાં કિરણ હંમેશાં સીધાં પડે છે, તેથી તે મુલકમાં બીજા મુલકો કરતાં તાપ વધારે પડે છે. વિષુવ-વૃત્તથી ઉત્તર તરફ કે દક્ષિણ તરફ જેમ જેમ દૂર જતા જઇએ, તેમ તેમ તાપ ઓછો થતો જાય છે.

પૃથ્વીના નકશામાં હિંદુસ્તાન જુઓ. તે વિષુવવૃત્તની ઉત્તરે આવેલો છે. તેનો દક્ષિણ ભાગ વિષુવવૃત્તની પાસે છે. જેમ ઉત્તર તરફ જઇએ છીએ, તેમ આપણે વિષુવવૃત્તથી દૂર ને દૂર જતા જઈએ છીએ; તેથી હિંદુસ્તાનની દક્ષિણના ભાગમાં સૂર્યનાં કિરણ સીધાં પડે છે, અને જેમ ઉત્તર તરફ જઈએ, તેમ કિરણો વધારે ને વધારે તીરકસ થતાં જાય છે; તેથી દક્ષિણના ભાગમાં તાપ વધારે પડે છે, અને ઉત્તરના ભાગમાં તાપ ઓછો પડે છે.

ઉનાળામાં સૂર્ય વિષુવવૃત્તની ઉત્તરના ભાગમાં હોય છે, તેથી તે વખતે હિંદુસ્તાનના ઘણા ભાગમાં કિરણો સીધાં પડે છે. આ વખતે ગરમી ઘણી હોય છે. શિઆળામાં સૂર્ય વિષુવવૃત્તની દક્ષિણે હોય છે, તેથી તે વખતે હિંદુસ્તાનમાં કિરણો તીરકસ પડે છે, તેથી ટાઢ પડે છે.

---

* શિક્ષકે જમીન અને પાણી ઉપરની પવનની લહેરો વિષે સકારણ સમજણ આપવી.

જાન્યુઆરિનું ઉષ્ણુતામાન બતાવનારો નકશો જુઓ. (પૃષ્ઠ–૧૫) છેક ઉત્તરના ભાગમાં તાપ ઓછો છે, અને જેમ દક્ષિણ તરફ જઇએ છીએ તેમ તાપ વધતો જાય છે; એટલે બીજી રીતે કહીએ તો ઉત્તર તરફ ટાઢ વધારે પડે છે અને દક્ષિણ તરફ ઓછી પડે છે.

ઉનાળામાં તાપ કેટલો પડે છે તે જોવા માટે જુલાઇના ઉષ્ણુતામાનનો નકશો જુઓ. (પૃષ્ઠ–૧૬) દરીઆકિનારાના મુલકમાં તાપ ઓછો પડે છે, દેશના મધ્ય ભાગમાં તે મુલકો કરતાં તાપ વધારે પડે છે, અને વાયવ્ય કોણના ભાગમાં તો સૌથી વધારે તાપ પડે છે.

### કૃતિ.

૧ જાન્યુઆરિનું ઉષ્ણુતામાન બતાવનારો નકશો દોરો. તેમાં જુદા જુદા અંશ દેખાડવા જુદા જુદા રંગ પૂરો.

૨ જુલાઈનું ઉષ્ણુતામાન બતાવનારો નકશો દોરો. તેમાં જુદા જુદા અંશ દેખાડવા જુદા જુદા રંગ પૂરો.

૩ ભૂતળરચનાનો નકશો દોરી તેના ઉપર જુલાઇનું ઉષ્ણુતામાન બતાવનારી લીટીઓ લાલ રંગથી દોરો.

૪ એકજ નકશા ઉપર જુલાઇનું ઉષ્ણુતામાન અને જાન્યુઆરિનું ઉષ્ણુતામાન બતાવનારી લીટીઓ દોરો. જુલાઈ માટે લાલ રંગ અને જાન્યુઆરિ માટે વાદળી રંગ વાપરો.

૫ શિઆળામાં અને ઉનાળામાં ગરમીનો તફાવત (ક) વધારેમાં વધારે હોય, અને (ખ) ઓછામાં ઓછો હોય તેવા પ્રદેશોનાં નામ લખો.

---

## વરસાદ: વર્ષાઋતુ.

વરસાદ પડવાનાં મુખ્ય કારણો તમે મુંબઇ ઈલાકાની ભૂગોળમાં શીખી ગયા છો.

ઉનાળામાં તાપ પડે છે, એટલે જમીન ઘણી તપે છે. જમીનની જોડે સંબંધમાં આવેલી હવા પણ તેથી તપે છે. ગરમ હવા

ઠંડી હવા કરતાં પાતળી અને હલકી હોય છે, એટલે તે ઉંચી ચઢે છે. આ હવાની જગા લેવા દરીઆની ઓછી તપેલી ઘટ્ટ હવા આવે છે. આ હવામાં ભેજ હોય છે, અને તે ભેજવાળી હવા જમીન તરફ ધસે છે. જો તે હવાને કોઇ રોકનાર હોતું નથી, તો તે આગળ ને આગળ ચાલ્યા કરે છે. જ્યારે તે હવા પર્વતને લીધે આગળ જઇ શકતી નથી, ત્યારે પર્વતની બાજુએ ઉંચી ચઢવા માંડે છે. પર્વતની ટોચ પાસેની ઠંડી હવા જોડે સંબંધમાં આવવાથી તે હવામાંની વરાળ ઠરે છે, અને વરસાદ રૂપે જમીન ઉપર પડે છે.

હિંદુસ્તાનમાં વરસાદ કેટલો પડે છે તે જોવા માટે નકશો જુઓ. (પૃષ્ઠ–૧૮) પશ્ચિમઘાટની દરીઆ તરફની બાજુએ અને હિમાલયની તળેટીના ભાગમાં ઘણો વરસાદ પડે છે. હિંદુસ્તાનની મધ્યના પ્રદેશમાં વરસાદ સાધારણ પડે છે. વાયવ્ય કોણના ભાગમાં વરસાદ ઓછો પડે છે. આ પ્રદેશમાં વાદળાંને ઠારનાર કાંઇ નથી, તેથી વાદળાં માથા ઉપરથી ચાલ્યાં જાય છે પણ વરસાદ પડતો નથી.

## કૃતિ.

૧ હિંદમાં પડતો વરસાદ બતાવનારો નકશો દોરો. તેમાં જુદાં જુદાં માપ બતાવવા જુદા જુદા રંગ પૂરો. ( સૌથી વધારે વરસાદ દેખાડવા ઘેરો અને ઓછો વરસાદ બતાવવા આછા રંગ પસંદ કરવા.

૨ હિમાલયને લીધે હિંદના વરસાદ ઉપર શી અસર થાય છે ?

૩ હિંદુસ્તાનમાં સૌથી વધારે વરસાદ કયે સ્થળે પડે છે તે શોધી કાઢો, અને તેનાં કારણો જણાવો.

૪ હિંદમાં સૌથી ઓછો વરસાદ કયે સ્થળે પડે છે ? તેનું શું કારણ ?

૫ કરાંચી અને કલકત્તા બન્ને દરીઆની પાસે આવેલાં છે, છતાં તે સ્થળોએ વરસાદ ઓછોવત્તો કેમ પડે છે ?

# જમીન અને ખનીજો.

ભૂતળરચનાનો અભ્યાસ કરતી વખતે તમને માલમ પડયું હશે કે બધી જમીન સરખી નથી; કેટલીક ઉંચી છે ને કેટલીક નીચી છે. ઉંચી જમીન ઘણે ભાગે પહાડી છે, અને નીચી જમીન ઘણે ભાગે નદીનો કાંપ ઠરવાથી બનેલી છે, અને ફળદ્રુપ છે. ફળદ્રુપ જમીનમાં જાત જાતના પાક થાય છે. સિંધ અને રજપુતાનામાં રેતીનું રણ આવેલું છે, અને ત્યાં કાંઇ પાકતું નથી.

જમીનમાં જાત જાતની વનસ્પતિ ઉગે છે. તે ઉપરાંત કેટલીક જગાએથી ખનીજો મળી આવે છે. ઘણા સમયથી હિંદુસ્તાન ખનીજોને માટે પંકાએલો છે. કાચી ધાતુમાંથી ચોકખી ધાતુ બનાવવાની આવડતને માટે અહીંના કારીગરોનાં વખાણ યુરોપમાં પણ થતાં હતાં. યુરોપમાં ઉંડી ખાણોમાંથી ખનીજો કાઢવામાં આવે છે, પણ હિંદુસ્તાનમાં અત્યાર સુધી જમીનનાં ઉપરનાં પડોમાંથીજ મોટે ભાગે ખનીજો ખોદી કાઢવામાં આવતા. હમણાં હમણાં સુરંગો ફોડી જમીનની અંદરના ઘણા ઉંડા ભાગમાંથી ખનીજો કાઢવાની યોજના થવા માંડી છે.

હિંદુસ્તાનમાં **કોલસા** અને **લોખંડ** ઘણા જુના વખતથી માલમ પડેલાં છે. પ્રાચીન કાળથી દેશી કારીગરો લોખંડ ગાળતા, અને જાત જાતનાં ઓજારો અને હથિયારો બનાવતા. જળપ્રલય અગર તેવાંજ કારણોને લીધે કેટલાંક જંગલો દટાઈ ગયાં. ઝાડનાં લાકડાંનો જમીનની ગરમીને લીધે કાળે કરીને કોલસો થયો.

**કોલસો**:–હિંદુસ્તાનમાં કેટલીક જગાઓએ કોલસો મળી શકે તેમ છે, પણ તે ઘણા હલકા પ્રકારનો છે. કોલસો કાઢવા માટે સૌથી અગત્યનાં ક્ષેત્ર બંગાળા, છોટાનાગપુર અને ઓરિસ્સામાં છે. બીજું મોટું ક્ષેત્ર મધ્ય પ્રાંતોમાં છે, અને ત્રીજું હૈદ્રાબાદમાં છે. હમણાં હમણાં બીજાં કેટલાંક મથકોમાંથી પણ કોલસો કાઢવામાં આવે છે.

**લોખંડ**:–ઘણી જગાએ માલમ પડે છે, પણ મોટા પાયા ઉપર લોખંડી સામાન બનાવવાનું કામ છોટાનાગપુરમાં જમશેદપુરમાં થાય છે.

**સોનું**:—મ્હૈસુરમાં **કોલરની** ખાણોમાંથી મોટે ભાગે નીકળે છે. આ ખાણો દુનિયાની કિમતી ખાણો ગણાય છે. આ ખાણોમાં ત્રણથી સાત હજાર ફુટ ઉંડું ખોદકામ કરવામાં આવ્યું છે. કોલરની પાસેજ મદ્રાસ ઈલાકાની હદમાં **અનન્તપુર** પાસે થોડા વખતથી સોનાની ખાણો ખોદવામાં આવી છે.

**ત્રાંબું**:—દક્ષિણ હિંદુસ્તાન, રજપુતાના અને હિમાલયના પ્રદેશમાંથી કાઢવામાં આવે છે. પહેલાં દેશના ઘણા ભાગમાં ત્રાંબુ ગાળવામાં આવતું હતું.

**ગ્રેફાઈટ**:–ત્રાવણકોરમાંથી અને **કલાઈ** બ્રહ્મદેશમાંથી નીકળે છે.

**મેંગેનીઝ**:–મેંગેનીઝની પેદાશમાં હિંદુસ્તાન દુનીઆના દેશોમાં બીજે નંબરે આવે છે. તે મધ્ય પ્રાંતો, મદ્રાસ, ગુજરાત, બંગાળા અને મ્હૈસુરમાંથી નીકળે છે.

**અબરખ**:–બિહાર અને મદ્રાસમાંથી અબરખ મળે છે. દુનીઆમાં વપરાતા અબરખના અડધા ભાગથી પણ વધારે હિંદુસ્તાન પુરૂં પાડે છે.

**મીઠું**:–પંજાબના મીઠાના ડુંગરોમાંથી મીઠું ખોદી કાઢવામાં આવે છે. આ ટેકરીઓમાં મીઠાના થર પાંચસો ફુટ જાડાઈના છે. વાયવ્ય સરહદના પ્રાંતોના કોહાટના પ્રદેશમાં પણ મીઠાના ડુંગર છે. આ ઉપરાંત સાંભર સરોવરમાંથી લાખો રૂપીઆનું મીઠું પકવવામાં આવે છે. ખારાઘોડા જેવી ક્ષારવાળી જમીનમાં તેમજ દરીઆકિનારે પણ મીઠું પકવવામાં આવે છે.

**કેરોસીન**:–બ્રહ્મદેશમાં ઇરાવદીની ખીણમાં અને આસામના ઇશાન કોણમાંથી કેરોસીન નીકળે છે. કેરોસીનની પેદાશવાળા દેશોની ગણતરીમાં બ્રહ્મદેશ દુનીઆમાં ત્રીજે નંબરે આવે છે.

**કીમતી પત્થરો**માં હીરા, નીલમ, માણેક વગેરે નીકળે છે. માણેક બ્રહ્મદેશમાં, નીલમ કાશ્મીરમાં અને હીરા દક્ષિણ હિંદુસ્તાનમાં કેટલેક સ્થળે નીકળે છે. શહેનશાહના મુગટમાં કોહીનુર નામનો હીરો છે, તે દક્ષિણ હિંદની ખાણમાંથીજ નીકળ્યો હતો.

**ઇમારતી પત્થરઃ**–બાંધકામ માટેના પત્થર હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણેથી મળે છે. જેવા કે આરસપહાણ, પોરબંદરી પત્થર અને જાત જાતની લાદીના પત્થર.

## કૃતિ.

૧ હિંદનો નકશો દોરી તેમાં સ્થળ પ્રમાણે ખનીજ બતાવો.

૨ હિંદના કયા ભાગમાંથી સૌથી વધારે ખનીજો નીકળે છે?

૩ દક્ષિણ હિંદમાં ઉંચા પ્રકારનું લોખંડ માલમ પડયું છે, છતાં તેનો ઉપયોગ જોઈએ તેટલા પ્રમાણમાં કેમ નહિ થયો હોય?

૪ તાતા મુંબઇ ઇલાકાના વતની હોવા છતાં તેમનાં લોખંડનાં કારખાનાં માટે જમશેદપુરનું સ્થળ કેમ પસંદ કરવામાં આવ્યું હશે?

## વનસ્પતિ.

કોઇ પણ દેશમાં થતી વનસ્પતિનો આધાર જમીનની જાત, આબોહવા, અને પાણીની અનુકૂળતા ઉપર છે. દરેક જગાએ દરેક જાતની વનસ્પતિ થતી નથી. ગરમ અને ઠંડા પ્રદેશની વનસ્પતિ પણ જુદા પ્રકારની હોય છે, તેમજ ભેજવાળા અને સુકા પ્રદેશની વનસ્પતિ જુદી જાતની હોય છે. ફળદ્રુપ જમીનમાં વનસ્પતિ સારી થાય છે, અને કસ વગરની જમીનમાં ખરાબ થાય છે. માણસે વાવ્યા સિવાય ઉગી નીકળેલી વનસ્પતિ કુદરતી વનસ્પતિ કહેવાય છે. જંગલોમાં મોટે ભાગે કુદરતી વનસ્પતિ હોય છે. હિંદુસ્તાનના ગરમ અન ભેજવાળા પ્રદેશોમાં જંગલો છે. તેમાં સાગ, સીસમ વગેરે ઇમારતી લાકડાં પુરાં પાડનારાં ઝાડ થાય છે. હિમાલયનાં જંગલોમાં દેવદાર થાય છે. જંગલોમાંથી સરકારને સારી ઉપજ થાય છે, ઢોરને માટે ઘાસ પુરૂં પડે છે, અને ઇમારતી લાકડું તેમજ બીજી જાતની ઉપયોગી વનસ્પતિ મળે છે. વળી દેશમાં વરસાદ પાડવામાં જંગલો ઉપયોગી થઇ પડે છે.

કુદરતી રીતે ઉગેલાં ઝાડોમાં સાગ, સીસમ, દેવદાર, સુખડ, તાડ, નાળિએરી, બાવળ, વડ, પીપળો, લીમડો એ મુખ્ય છે. તે ઉપરાંત ઉપજ અગર જરૂરીઆતની ખાતર બીજાં કેટલાંક ઝાડ ખાસ ઉછેરવામાં આવે છે. તેમાં સીંકોના, યુકેલીપ્ટસ, રબર, ખેર એ મુખ્ય છે.

જંગલો સિવાયના ભાગોમાં માણસોએ મહેનત કરી જાતજાતના ઉપયોગી પાક, ફળ-ઝાડ, અને બીજી ઉપયોગી વનસ્પતિ ઉછેરી છે.

સાધારણ રીતે માણસને રોજ વપરાશમાં આવતા પાકમાં ચોખા, ઘઉં, રૂ, ચા, કઠોળ અને તેલી બીઆં એ મુખ્ય છે. બીજા અગત્યના પાકમાં શણુ, તમાકુ, અફીણ અને ગળી છે.

## હિંદુસ્તાનની પેદાશનો નકશો.

૩, ચોખ, ઘઉં, અને ચા.

રૂઃ—કપાસના છોડમાંથી રૂ નીકળે છે. કપાસ કાળી જમીનમાં સારો ઉગે છે. ગુજરાત, મધ્ય પ્રાંતો, કર્ણાટક, પંજાબ અને સિંધમાં કપાસ થાય છે.

ચોખાઃ—ડાંગરમાંથી ચોખા થાય છે. ડાંગર ગરમ અને ભેજવાળા પ્રદેશમાં પાકે છે. હિંદુસ્તાનમાં પાકતી ડાંગરનો ત્રીજો ભાગ એકલા બંગાળામાં થાય છે. તેમાં લગભગ સો જાતની ડાંગર થાય છે. બ્રહ્મદેશ, મદ્રાસ, સંયુક્ત પ્રાંતો, આસામ અને મુંબઈ ઇલાકામાં પણ ડાંગર થાય છે.

ઘઉંઃ—શિઆળુ પાક છે અને તે ગોદાવરીની દક્ષિણના ભાગમાં પાકતા નથી. તેને ગરમ અને ભેજવાળી હવા માફક આવતી નથી સંયુક્ત પ્રાંતો, પંજાબ અને સિંધમાં ઘઉં સારા થાય છે.

ચાઃ—ગરમ અને ભેજવાળા પ્રદેશની ટેકરીની બાજુએ ચા ઉગે છે. આસામ, દાર્જીલીંગ અને નીલગિરિ ચા ઉગાડવાનાં મુખ્ય મથક છે. હિંદુસ્તાનમાં પોણા ભાગની ચા આસામમાં થાય છે.

કઠોળ અને તેલી બીઆં ઘણે સ્થળે થાય છે.

ગુજરાત અને મુંબઈ ઈલાકાની ભૂગોળ શીખતી વખતે તમે જુદા જુદા પાક વિષે કેટલુંક જાણ્યું હતું. હિદુસ્તાનના મુખ્ય પાકો વિષે પણ તમે વાંચ્યું. વળી તમે જુદાં જુદાં વાવેતર કરીને જાતે પણ અનુભવ કરો છો. આ બધું થયા પછી તમારે કોઈ પણ રીતે મુસાફરી કરવાનું બની આવે, ત્યારે સ્પષ્ટ અવલોકન કરવું. આથી દેશની જમીન, તેના પ્રકાર, હવાપાણી, ને પાક વિષેનો સમગ્ર ખ્યાલ વિશેષ સ્પષ્ટ થશે. આ પ્રકારનો અનુભવ એજ ખરૂં જ્ઞાન છે.

બીજી પેદાશમાં શણુ, તમાકુ, અફીણ અને ગળી મુખ્ય છે.

## હિંદુસ્તાનની પરચુરણ પેદાશ.



શણ, તમાકુ, અફીણ, અને ગળી.

**શણુઃ**–બંગાળા અને આસામમાં શણુ થાય છે. છોડના થડની ભારીઓ બાંધીને પાણીના કુંડમાં બેત્રણુ અઠવાડીઆં રહેવા દેવામાં આવે છે. પછી તેમને કૂટીને રેસા છૂટા પાડવામાં આવે છે. શણુ પરદેશ ચઢાવવામાં આવે છે, અગર તેમાંથી કોથળા (ગુણુ) માટેનું ટાટ તૈયાર કરવામાં આવે છે. તેનાં દોરડાં પણુ થાય છે. કલકત્તામાં શણુની ઘણી મીલો છે.

**તમાકુઃ**–બંગાળા, આસામ, મદ્રાસ, બ્રહ્મદેશ, સંયુક્ત પ્રાંતો, પંજાબ અને મુંબઇ ઈલાકામાં તમાકુ થાય છે. તમાકુમાંથી પીવાની બીડીઓ, સીગારેટ અને છીંકણી બને છે.

**અફીણુઃ**–એ કેફી પદાર્થ છે. ખસખસના છોડનાં જીંડવાંમાંથી અફીણુ બનાવવામાં આવે છે. ધીમે ધીમે તેનો પાક ઓછો કરવામાં આવ્યો છે. સરકારી હદમાં બહાર અને સંયુક્તપ્રાંતોમાં અફીણુ ઉગાડવામાં આવે છે, અને દેશી રાજ્યમાં ગ્વાલિઅર, ભોપાળ, ઉદેપુર અને રજપુતાનામાં પણુ તે ઉગાડવામાં આવે છે. પહેલાં ઘણું અફીણુ તૈયાર થતું અને ચીન મોકલવામાં આવતું. અફીણુથી ખરાબ અસર થાય છે, તેથી તેનો પાક સરકારે ઓછો કરાવી નાખ્યો છે.

**ગળીઃ**–ગળીના છોડમાંથી રંગ નીકળે છે, તે ખાતર તેને વાવવામાં આવે છે. પહેલાં તેનો પાક ઘણો થતો, પણુ હવે જર્મન રંગ સોંઘા પડતા હોવાથી તેનો પાક ઘટી ગયો છે. હાલ તે ગંગા નદીની ખીણુના પ્રદેશમાં પટણાની આસપાસના ભાગમાં, સંયુક્ત પ્રાંતોમાં, મદ્રાસ, અને પંજાબમાં વાવવામાં આવે છે.

## જનાવરો.

જંગલોમાં મોટાં પ્રાણીઓ મળી આવે છે. તેમાં વાઘ, ચિત્તા, રીંછ, એ સામાન્ય છે. વરૂ ખુલ્લા પ્રદેશમાં વધારે માલમ પડે છે. હરણ, લોંકડી, શિઆળ, કુતરાં, બિલાડાં બધે માલમ પડે છે.

હાથી બ્રહ્મદેશ, મ્હૈસુર, ત્રાવણકોર અને હિમાલયની તળેટી પાસેના જંગલમાં માલમ પડે છે.

સિંહ ફક્ત કાઠિઆવાડમાં ગીરના જંગલમાંજ છે.

લોકોનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી ખેતીના ઉપયોગ માટે અને દૂધ માટે લોકો ગાય, ભેંસ પાળે છે. હિદુસ્તાનમાં ઘણી જાતનાં ઢોર છે, પણ ઉત્તર ગુજરાતનાં ઢોર સૌથી ઉંચા પ્રકારનાં છે. રણના પ્રદેશમાં ઊંટ એ મુખ્ય પ્રાણી છે. રણની સરહદ પાસે ગધેડાં સારાં થાય છે.

ઘેટાં—બકરાં છે, પણ તેમની સંખ્યા ઓછી છે. અહીંનાં ઘેટાંનું ઊન બીજા દેશોનાં ઘેટાં કરતાં હલકા પ્રકારનું થાય છે.

પહેલાં ઘોડાના ઉછેર ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું હતું, પણ હવે તે ઉપર બહુ ધ્યાન આપવામાં આવતું નથી.

દરીઆકિનારા પાસે જાત જાતનાં માછલાં થાય છે. લંકા પાસેના દરીઆમાં પહેલાં મોતી પાકતાં હતાં, તે હવે ઓછાં થઇ ગયાં છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનના ગરમ અને ભેજવાળા પ્રદેશો ગણાવો. તેમાં કયા પાક થઇ શકે તે લખો.

૨ બંગાળામાં કપાસ કેમ ઉગાડવામાં આવતો નથી તેનાં કારણો આપો.

૩ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં રોજની વપરાશમાં આવતી વનસ્પતિ કયાં ઉગે છે તે બતાવો.

૪ હિંદનો નકશો દોરી તેમાં દરરોજ વપરાશમાં આવતી ન હોય તે છતાં દેશને સારી પેદાશ કરી આપે તેવી વનસ્પતિ કયાં ઉગે છે તે બતાવો.

૫ હિંદનો નકશો દોરી તેમાં સ્થળ પ્રમાણે પ્રાણીઓ બતાવો.

## લોકો.

હાલ હિંદુસ્તાનમાં ઘણી જાતના લોકો વસે છે. તે બધા અહીં ક્યાંથી આવ્યા અને કેવી રીતે વસ્યા એ ઇતિહાસનો વિષય છે. હાલ જેટલી જાતો દેખાય છે તેટલી જાતના લોક પહેલાં નહોતા. હાલ જે ઇતિહાસ આપણને માલમ છે, તે પ્રમાણે અનાર્ય લોકો મૂળ વતનીઓ છે. તેઓનો મોટો ભાગ હજી પણ જંગલી દશામાં છે. કદાચ પહેલાં તો તેઓ ફળદ્રુપ મેદાનોમાં રહેતા હશે, પણ તેમને સારી જગાએથી હાંકી કાઢવામાં આવ્યા હશે. આ અનાર્યોના શુદ્ધ વંશજો તો હાલ થોડાજ હશે. લંકા બેટમાંના વેડા લોક એ જાતના ગણી શકાય. કાંઈક અંશે તેઓ હબસીને મળતા હતા તેમ કેટલાક માને છે.

**કોલારીઅન:**—આ લોકો કદાચ બહારથી આવનારામાં પહેલા હશે. તેઓ ઇશાન કોણમાંથી આવ્યા હશે, અને સિંધુ-ગંગાના મેદાનમાં ઠેઠ વિંધ્યાચળના ઉચ્ચ પ્રદેશ સુધી ફેલાયા હશે. આ જાતના લોકોમાં ઈંદોર અને રજપુતાનાના ભીલ, અને બિહારના સંતાલ મુખ્ય છે.

**દ્રાવિડો:**—આ લોકો કોલારીઅનોની પછીથી વાયવ્ય કોણમાંથી આવ્યા હશે એમ કેટલાક માને છે, ત્યારે બીજા વિદ્વાનો એમ માને છે કે તેઓ ઈશાન કોણમાંથી આવ્યા હશે. કેટલાક વિદ્વાનો એમ માને છે કે દ્રાવિડો અહીંના મૂળ વતનીઓ છે. ગમે તેમ હોય તોપણ એટલું તો ચોક્કસ છે, કે આર્યો આવ્યા તે પહેલાં તેઓ આખા હિંદુસ્તાનમાં ફેલાએલા હતા. તેઓ સુધારામાં આગળ વધેલા હતા. ખેતી કરતાં, ધાતુઓ વાપરતાં અને રાજ્યવહીવટ ચલાવતાં તેઓને આવડતું. તેઓ ગામ બાંધીને રહેતા. તેઓનો અમુક ધર્મ પણ હતો. તેઓ કાપડ વણી અને રંગી જાણતા.

કોલારીઅન લોક દ્રાવિડ જાતનાજ છે, પણ દ્રાવિડો કરતાં સુધારામાં પછાત છે. હાલ દક્ષિણ હિંદમાં દ્રાવિડોના વંશજોનો મોટો ભાગ રહે છે.

# હિંદુસ્તાનમાંના મુખ્ય ધર્મો.



હિંદુ, મુસલમાન, જૈન, બૌદ્ધ, સીખ, પારસી, ખ્રિસ્તી, જંગલી.

**મોંગોલીઅન:**—આ લોકો સાર પછી આવ્યા લાગે છે. તેમનું મૂળ વતન ચીન હતું. તેમના મોઢાનો રંગ પીળો છે. તેઓ ઈશાન કોણમાંથી પેઠા હતા, અને અત્યારે એ ભાગમાંજ મુખ્યત્વે છે. બ્રહ્મદેશ, નેપાળ, ભુતાન, સિકીમ અને કાશ્મીરના થોડા ભાગમાં આ લોકો વસે છે.

**આર્યો:**—વાયવ્ય કોણમાંથી આવ્યા અને દ્રાવિડોને દક્ષિણમાં હાંકી કાઢયા. જો કે આર્યોની અસર આખા હિંદુસ્તાનમાં માલમ પડે છે, પણ તેઓ મુખ્યત્વે ઉત્તર હિંદુસ્તાનમાંજ રહ્યા હતા.

મુસલમાનો અને પારસીઓની હકીકત મુંબઇ ઇલાકાની ભૂગોળમાં આવી ગઈ છે.

---

## ભાષા.

દ્રાવિડોની મુખ્ય ભાષાઓ તામિલ, તેલુગુ, મલાયલમ ને કાનડી છે.

મોંગોલ લોકો બ્રહ્મી અને ટિબેટની ભાષા બોલે છે.

આર્ય લોકોની ભાષાઓમાં હિંદી, બંગાળી, મરાઠી, ગુજરાતી અને પંજાબી એ મુખ્ય છે. આ ભાષાઓ સંસ્કૃતમાંથી ઉતરી આવેલી છે.

મુસલમાન લોકો ઉર્દુ ભાષા બોલે છે. હિંદી ભાષામાં અરબી અને ફારસી ભાષાના શબ્દો ઉમેરવાથી ઉર્દુ ભાષા બને છે.

## ધર્મો.

વસ્તીનો પોણો ભાગ હિંદુ ધર્મ પાળે છે, અને પાંચમો ભાગ મુસલમાની ધર્મ પાળે છે. બાકીના લોકો બૌદ્ધ, પ્રેતપૂજક, ખ્રિસ્તી, સીખ, જૈન અને પારસી ધર્મ માને છે.

મુસલમાનોની વસ્તી બલુચિસ્તાન, સિંધ, પંજાબ અને પૂર્વ બંગાળામાં વધારે છે.

બૌદ્ધ ધર્મીઓ બ્રહ્મદેશમાં છે. સીખ લોકો પંજાબમાં છે.

ખ્રિસ્તી લોકો મદ્રાસ, બંગાળા, ઓરિસ્સા અને ગોવા પાસે છે.

પારસીઓ એકલા ગુજરાતમાં છે. કેટલાક અનાર્યો પ્રેતપૂજક છે.

જૈન લોકોનો મોટો ભાગ રજપુતાના અને ગુજરાતમાં છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં હાલ જુદી જુદી જાતના

લોકો ક્યાં વસે છે તે બતાવનારો નકશો દોરો. (સૂચના:—અનાર્ય મૂળ

વતની માટે કાળો રંગ, કોલારીઅન માટે ભુરો, દ્રાવિડ માટે લાલ, મોંગોલ માટે પીળો, અને આર્ય માટે ધોળો એ પ્રમાણે રંગ વાપરવા. )

૨ હિંદુસ્તાનમાં બોલાતી ભાષાઓનો સ્થાન પ્રમાણે નકશો દોરો.

૩ હિંદુસ્તાનમાં પળાતા ધર્મોનો નકશો દોરો.

## વસ્તી.

જે સ્થળે ખોરાકનાં સાધન સરળતાથી મળતાં હોય અને આબોહવા અનુકૂળ હોય, તેવે સ્થળે વસ્તી વધારે હોય છે. જે સ્થળે ખોરાકનાં સાધન ઓછાં, આબોહવા પ્રતિકૂળ અને જાનમાલની સલામતી ઓછી હોય, તે સ્થળે વસ્તી ઓછી હોય છે.

રણના પ્રદેશમાં અને પહાડી પ્રદેશમાં વસ્તી આછી હોય છે, અને ફળદ્રુપ પ્રદેશોમાં વસ્તી ગીચ હોય છે.

ગંગાના ફળદ્રુપ મેદાનમાં વસ્તી સૌથી વધારે છે. દક્ષિણ હિંદુસ્તાનના કિનારાનાં મેદાનમાં વસ્તી ગંગાના મેદાન કરતાં ઓછી છે. મ્હૈસુર અને પૂર્વ કિનારાના બીજા મુલકમાંની વસ્તી ગીચતાના પ્રમાણમાં તે પછી આવે છે. રણના પ્રદેશ અને પહાડી પ્રદેશો સિવાયના બાકીના બધા ભાગ તે પછી આવે છે, અને રણના પ્રદેશ અને પહાડી પ્રદેશમાં વસ્તી સૌથી આછી છે.

### કૃતિ.

૧ બ્રહ્મદેશમાં પાક સારા થાય છે, જંગલની પેદાશ છે અને ખનીજો નીકળે છે, તે છતાં વસ્તીનું પ્રમાણ ઓછું કેમ છે?

૨ સામાન્ય રીતે ગુજરાત ફળદ્રુપ ગણાય છે, ઉદ્યોગો ખીલેલા છે, બીજા પ્રાંતોને મુકાબલે તવંગર છે અને જાનમાલની સલામતી છે, છતાં વસ્તીનું પ્રમાણ બીજા પ્રાંતોને મુકાબલે ઓછું કેમ છે?

૩ હિંદુસ્તાનની વસ્તીનું પ્રમાણ દેખાડનારો નકશો દોરો. તેમાં ચાડી વસ્તી માટે ઘેરા અને આછી વસ્તી માટે આછા રંગ પસંદ કરો.

## ધંધા.

વસ્તીનો પોણો ભાગ ખેતીના કામમાંથી ગુજરાન મેળવે છે. ખેતીથી બીજે નંબરે કાપડ કાંતવા અને વણવાનું કામ આવે છે. મોટાં શહેરોમાં કેટલાક લોકો કારખાનાંમાં કામે લાગેલા છે. મુંબઈ ઇલાકામાં કાપડ સુતરની મીલો અને કપાસ લોઢવાનાં જીનમાં કેટલાકને રોજી મળે છે, અને બંગાળામાં શણની મીલોમાં રોજી મળે છે. કેટલાક લોકોને ખાણોમાં રોજી મળે છે. રેલવેમાં કેટલાક લોકો રોકાયા છે. બીજા દેશોના પ્રમાણમાં અહીં ખેતી સિવાય પરચુરણ ધંધા બહુ નથી.

## વેપાર.

**આયાતઃ—** હિંદુસ્તાનમાં જે માલ થતો ન હોય, તે આપણે પરદેશથી લાવવો પડે છે. પરદેશથી ઘણી ચીજો આવે છે, તેમાં કાપડ, સાંચાકામ, લોખંડનો સામાન, ખાંડ, રેલવેનો સામાન, ખનીજ તેલો, (કેરોસીન, વગેરે) રેશમી માલ, કાચનો સામાન અને મોટર ગાડી મુખ્ય છે.

**નિકાસઃ—** આપણા દેશમાં જે પાક થાય અથવા માલ તૈયાર કરવામાં આવે, તે જોઈએ તે કરતાં વધારે હોય તો પરદેશ ચઢાવવામાં આવે છે. પરદેશ ચઢતા સામાનમાં રૂ અને સુતર, શણ અને શણનો સામાન, અનાજ, ચા, તેલી બીઆં, ચામડાં, લાખ, એ મુખ્ય છે.

## વેપારના માર્ગ.

જે સમયે આગગાડી નહોતી તે વખતે વેપાર કેવી રીતે ચાલતો હતો, તે તમે મુંબઈ ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છો.

પહેલાંના વખતમાં હાલ જેવી રીતે પત્થર કચરીને પાકી સડક

બાંધવામાં આવે છે તેવી સડકો નહોતી. હાલ નાનાં ગામડાંઓને તાલુકાના મુખ્ય ગામ સાથે જોડવાને, અગર પાસેના શહેર સાથે જોડવાને **પાકી** તેમજ **કાચી સડકો** છે. આ સડકો ઉપર ગાડામાં માલ લઇ જવામાં આવે છે. થોડા વખતથી આવી સડકો ઉપર માણસોને લઈ જવા લાવવા માટે ભાડાની મોટરો ફરવા લાગી છે, તેથી ગામડાંનો શહેર જોડેનો વ્યવહાર બહુ સહેલો થયો છે.

આ **મોટર–વ્યવહાર** માટે રેલવે લાઈન જેટલું ખર્ચ કરવું પડતું નથી, તેથી હિંદુસ્તાનના ઘણા ભાગોમાં લોકોની અવરજવર થોડા અંતરને માટે ભાડુતી મોટરો મારફત થાય છે. આ મોટરોમાં માલ પણ જાય છે.

**ખરો વ્યવહાર તો રેલવે મારફતજ ચાલે** છે. જ્યાં વસ્તી વધારે હોય અને પેદાશ વધારે હોય, તેવા પ્રદેશમાં રેલવે લાઈનો પણ વધારે હોય છે. રેલવેનો નકશો જોશો તો માલમ પડશે, કે ગંગાની ખીણ, ગુજરાત અને કર્ણાટકના ફળદ્રુપ પ્રદેશોમાં રેલવે લાઈનો ઘણીજ છે.

રણના પ્રદેશમાં, ઓછી વસ્તીવાળા પ્રદેશમાં અને પર્વતોમાં રેલવે તદન ઓછી હોય છે, કે નથી પણ હોતી.

રેલવે નાખતી વખતે અગર એક લાઈનને બીજી લાઇન જોડતી વખતે મોટાં શહેરોમાં આખા હિંદુસ્તાનના લોકોને આવવું ફાવે તેવી ચોકસાઇ કરેલી હોય છે. નકશામાં જોશો તો માલમ પડશે, કે દિલ્હી, મુંબઈ, કલકત્તા, કરાંચી, મદ્રાસ એ સ્થળોએ ગમે તે સ્થળેથી સહેલાઇથી પહોંચાય એવી ગોઠવણ છે.

કેટલીક રેલવે લાઇનો લશ્કરી અગત્ય જોઈને નાખવામાં આવે છે. વાયવ્ય સરહદ તરફની કેટલીક રેલવે લાઈનો એ પ્રકારની છે.

દુકાળને વખતે ખોરાક કે ઘાસચારા વગર માણસ અને ઢોર

મરી ન જાય, તેટલા માટે વારંવાર દુકાળ પડતા હોય, તેવા પ્રદેશોમાં રેલવે નાખવામાં આવે છે. રજપુતાના, પંજાબના કેટલાક ભાગ, અને કર્ણાટકના કેટલાક ભાગની રેલવે આ પ્રકારની છે.

મુંબઇથી કરાંચી જવા માટે અમદાવાદથી મારવાડ જંકશન થઇને જવાય છે.

મુંબઇથી કલકત્તા નાગપુરને માર્ગે જવાય છે.

મુંબઇથી મદ્રાસ પુના અને સોલાપુર મારફત જવાય છે.

મુંબઇથી પેશાવર જવા માટે દિલ્હીથી ભટીન્ડા કે અંબાલા થઇ લાહોર મારફતે જવાય છે.

મુંબઇથી સીમલા જવા માટે અંબાલાથી કાલકા થઇ જવાય છે.

મદ્રાસથી કલકત્તા જવા માટે પૂર્વ કિનારે સળંગ લાઇન છે.

કલકત્તાથી દિલ્હી જવા માટે કાશીથી અલાહાબાદ, કાનપુર અને આગ્રા મારફતે જવાય છે.

**જળમાર્ગઃ**—હિંદુસ્તાનનો પરદેશ જોડેનો વેપાર કલકત્તા, મુંબઇ, કરાંચી, મદ્રાસ અને રંગુન બંદર મારફતે ચાલે છે. દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં માલ લઇ જવા માટે કિનારાનાં બંદરો તથા મોટી નદીઓ અને નહેરોમાં હોડીઓ અને વહાણો ચાલે છે.

**વાયુમાર્ગઃ**—વિલાયતથી કરાંચી સુધી વિમાનો ઉડાવવા માટે કરાંચીમાં વિમાનનું મોટું સ્ટેશન બાંધવામાં આવે છે. મુંબઇથી કલકત્તા, કલકત્તાથી રંગુન, કલકત્તાથી દિલ્હી, અને દિલ્હીથી કરાંચી વિમાનોનો વ્યવહાર શરૂ કરવા તૈયારીઓ ચાલે છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં નીચેનાં સ્થળો વચ્ચેના ટુંકામાં ટુંકા રેલવે માર્ગો બતાવો. દરેક માર્ગ માટે જુદો રંગ પૂરવો. આ માર્ગોમાં આવતાં અતિ અગત્યનાં મથકો દર્શાવવા પ્રયત્ન કરવો.

**વેપારના માર્ગો**:-હિંદુસ્તાન ઘણો મોટો દેશ છે, અને અસલના વખતથી વેપારને માટે ખ્યાતિ પામેલો છે. આથી દેશમાં વ્યવહારના અનેક માર્ગો હોય એ દેખીતું છે. ઇતિહાસ પરથી તમે જાણ્યું હશે, કે કેટલાએ સારા રાજાઓના વખતમાં રસ્તા બંધાવવાનું કે સમરાવવાનું કામ થએલું છે. હાલના સમયમાં તો વ્યવહારના માર્ગો વિષે પૂછવુંજ શું ? (૧) એક ગામથી બીજે ગામ જવા આવવા માટેની સડકો, (૨) રેલવે લાઇનો, (૩) દરિયાકિનારાનાં મોટાં બંદરો માટે આગબોટો, તેમજ (૪) મોટી મોટી નદીઓમાં ચાલતી હોડીઓ, એ વ્યવહારના માર્ગ છે. આ માર્ગો મુસાફરી કરવા માટે અને માલ લાવવા લઇ જવા માટે કામ આવે છે.

(૧) **સડકો**:-સડકો પર ગાડાં, ગાડી, મોટરો, વણજાર, તેમજ બીજાં સ્થાનિક વાહનોની અવરજવર થઇ શકે છે.

(૨) **રેલવે લાઇનો**:-દેશના અંદરના ભાગમાં એક છેડેથી બીજે છેડે જવા આવવા માટેનો અગત્યનો માર્ગ તો **રેલવે લાઇનોજ** છે. આખા હિંદી સામ્રાજ્યમાં રેલવેની સગવડ સારી થએલી છે, અને હજુ એમાં સુધારોવધારો ને સગવડ થયેજ જાય છે. દેશની બધી રેલવે લાઇનોમાં (૧) **બી. બી. & સી. આઈ.** રેલવે, (૨) **જી.આઈ.પી.** રેલવે, (૩) **ઇ.આઇ. આર.** (૪) **એન. ડબલ્યુ. આર.** અને (૫) **એમ. & એસ. એમ.** રેલવે +મુખ્ય છે.

(૪) **દરિઆઈ જળમાર્ગ**:—દેશના કિનારા ઉપર કરાંચી, મુંબઇ, માર્મગોવા, કાલીકટ, મદ્રાસ, મચ્છલીપટ્ટમ, કલકત્તા અને રંગૂન એ મુખ્ય બંદરો છે. કોલંબો સિલોનનું બંદર છે. મુંબઈ બંદર એશિઆ ખંડમાં પહેલા નંબરનું છે.

(૪) **નદીના જળમાર્ગ**:—ગંગાનો જળમાર્ગ પહેલ નંબરે છે. એથી ઉતરતો સિંધુનો છે. બીજી મોટી નદીઓમા સાધારણ રીતે વહાણો ફરે છે.

---

+ (૧) બૉમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઇન્ડિઆ રેલવે, (૨) ગ્રેટ ઇન્ડિઅન પેનિન્સ્યુલા રેલવે, (૩) ઈસ્ટ ઇન્ડિઆ રેલવે, (૪) નૉર્થ વેસ્ટર્ન રેલવે, અને (૫) મદ્રાસ અને સધર્ન મરાઠા રેલવે.

अ અમદાવાદથી દિલ્હી. क અમદાવાદથી મદ્રાસ.
ख અમદાવાદથી કલકત્તા. ड કલકત્તાથી પેશાવર.

૨ માથાદીઠ લગભગ સો રૂપીઆ ખર્ચ આવે તેવા આનંદપર્યટનનો કાર્યક્રમ ઘડો. એક માઇલ મુસાફરીનું રેલવે ખર્ચ એક પૈસો, અને દરરોજના પરચુરણ ખર્ચનો રૂપીઓ એક ગણવો.

क તમે જે કાર્યક્રમ ઘડયો હોય તેની તરફેણનાં કારણો આપો.

ख રેલવે ગાઇડ જોવાની છૂટ છે.

ग તમારી નિશાળના ગામથી નીકળી પાછા ત્યાંજ આવવાનું છે.

घ ઘોડાગાડી વાપરવાની જરૂર હોય ત્યાં માઇલે બે આના ગણવા.

૩ મુંબઇથી દિલ્હી જવા માટે ત્રણ માર્ગ છે, તેમાંથી તમે કયો માર્ગ પસંદ કરશો ? તમારા પસંદ કરેલા માર્ગમાં શું જોવાનું મળશે ?

૪ અમદાવાદથી પુના જાઓ, તો રસ્તામાં કયા કયા કુદરતી દેખાવો જોવાના મળશે ? હેરત પમાડે એવું બીજું શું જોશો ?

---

## રાજ્યવહીવટ.

હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ છે. તેના ઉપર નામદાર શહેનશાહ **પાંચમા જ્યોર્જ** રાજ્ય કરે છે. તે વિલાયતમાં રહે છે. વિલાયતમાં હિંદુસ્તાનના વહીવટ ઉપર ધ્યાન રાખવા માટે **હિંદી પ્રધાન** હોય છે. તેમને મદદ કરવા એક સભા હોય છે.

હિંદુસ્તાનમાં વહીવટ કરનાર સૌથી મોટા અમલદાર **ગવનર જનરલ** કહેવાય છે. શહેનશાહના **પ્રતિનિધિ** તરીકે પણ તે કામ કામ કરે છે, તેથી તે **વાઇસરૉય** પણ કહેવાય છે. તેમને વહીવટમાં મદદ કરવા એક **કારોબારી મંડળ** હોય છે. તે મંડળને અંગ્રેજીમાં **એકઝીકયુટિવ કાઉન્સિલ** કહે છે. કારોબારી મંડળના સભાસદો જુદાં જુદાં ખાતાંના ઉપરીઓ હોય છે. હિંદી સેનાધિપતિ પણ તે સભાના

સભાસદ હોય છે. ગવર્નર જનરલ અને તેમનું કારોબારી મંડળ તે **હિંદી સરકાર** કહેવાય છે. હિંદી સરકારનું કામ કાયદાનો અમલ કરવાનું છે.

કાયદા ઘડવા માટે **વડી ધારાસભા (લેજિસ્લેટિવ એસેમ્બલી)** અને **રાજ્યસભા ( કાઉન્સિલ ઓફ સ્ટેટ )** એ બે સભાઓ છે. બન્ને સભાઓમાં ઠરાવ પસાર થાય અને વાઇસરોય બહાલી આપે એટલે તે કાયદો બને છે. આ બન્ને સભાઓમાં લોકોએ ચૂંટેલા અને સરકારના નીમેલા સભાસદો હોય છે. રાજ્યસભામાં કુલ ૬૦ સભાસદ, અને વડી ધારાસભામાં ૧૪૪ સભાસદો હોય છે. વડી ધારાસભાના સભાસદો પોતાનો **પ્રમુખ** ચૂંટી કાઢે છે.

આખા હિંદુસ્તાનને પંદર પ્રાંતોમાં વહેંચવામાં આવ્યું છે. મોટા પ્રાંતોના ઉપરી ગવર્નર કહેવાય છે. ગવર્નરના હાથ નીચેના પ્રાંતોનો વહીવટ લગભગ મુંબઈ ઇલાકાની માફક થાય છે.

મુંબઇ ઇલાકો, મદ્રાસ ઇલાકો, બંગાળા ઇલાકો, બ્રહ્મદેશ, આસામ, બિહાર અને ઓરિસ્સા, સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો અને પંજાબ એ નવ પ્રાંતો ઉપર ગવર્નરો હકુમત કરે છે.

વાયવ્ય સરહદનો પ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન, કુર્ગ, અજમેર–મ્હેરવાડા, દિલ્હી, અને આન્દામાન–નિકોબાર ટાપુઓ, એ છ પ્રાંતો ઉપર ચીફ કમિશનર હકુમત કરે છે. ચીફ કમિશનરને મદદ કરવા સભાઓ હોતી નથી.

મુંબઈ ઇલાકાના રાજ્યવહીવટ વિષે તમે ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છો. એ બાબતનો તમારે ફરીથી ખ્યાલ કરવો ઘટે છે. ઇલાકાના રાજ્યવહીવટની સાથે સાથે ઉપર જણાવેલો દેશનો રાજ્યવહીવટ તપાસશો, એટલે તમારા ગામથી માંડીને સમગ્ર દેશનું રાજ્યતંત્ર કેવ પ્રકારે ચાલે છે, અને **હિંદુસ્તાન કેવી રીતે બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે** તે સમજાશે.

---

# મદ્રાસ ઇલાકો.

**સામાન્ય વર્ણનઃ**—હિંદુસ્તાનની સૌથી દક્ષિણે આ ઇલાકો આવેલો છે. તેની ત્રણે બાજુએ દરીઓ આવેલો છે. પશ્ચિમ બાજુએ તે મુંબઇ ઇલાકાને અડે છે, અને પૂર્વ બાજુએ તેની સરહદ ઓરિસ્સા સુધી છે. જો આ ઇલાકાની સાથે મ્હૈસુર અને નિઝામનાં બે દેશી રાજ્યોનો વિચાર કરવામાં આવે, તો તેમાં દક્ષિણ હિંદનો મોટો ભાગ આવી જાય.

આ ઇલાકાની જમીનનો ઢોળાવ પશ્ચિમથી પૂર્વ તરફ જાય છે, એટલે કે પશ્ચિમ તરફની જમીન ઉંચી છે અને પૂર્વ તરફની નીચી છે; તેથી કરીને બધી નદીઓ મોટે ભાગે પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે. આ નદીઓએ આણેલા કાંપને લીધે પૂર્વ તરફની જમીન ફળદ્રુપ બનેલી છે. આ જમીન દક્ષિણનો બગીચો કહેવાય છે.

આ ઇલાકાનો ભાગ વિષુવવૃત્તની પાસે આવેલો હોવાથી ઘણો ગરમ છે. પરંતુ દરીઓ પાસે આવેલો હોવાથી આ રીતે હરકોઇ સ્થાને આવેલા દુનિયાના બીજા મુલકોના પ્રમાણમાં ત્યાં ગરમી ઓછી છે.

હિંદુસ્તાનના બીજા ભાગોના કરતાં હવા વધારે ગરમ હોવાથી અહીં ઘઉં, જવ પાકતા નથી, પરંતુ તે સિવાય લગભગ હિંદુસ્તાનમાં થતા બધા પાક થાય છે. અહીં વરસમાં બે વખત વરસાદ પડે છે; એક ચોમાસામાં ને બીજો શિઆળામાં. એથી કરીને વરસમાં બે ત્રણ વાર પાક લઇ શકાય છે.

ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી નદીના ત્રિકોણાકાર પ્રદેશોમાં તથા જ્યાં નહેરોની સગવડ થએલી છે, ત્યાં ચોખા પાકે છે. જ્યાં એવી સગવડ નથી, ત્યાં બંટી ( બંટીને મદ્રાસમાં રાગી કહે છે ) જેવાં હલકાં અનાજ થાય છે. કઠોળ, ગળી, શેરડી, મસાલા અને તેલી બીઆં સારી જમીનમાં થાય છે. કાળી જમીનવાળા પ્રદેશમાં રૂ સારૂં પાકે છે, અને ટીનેવરી, કોઇમ્બટુર અને બલ્લારી એ રૂનાં મુખ્ય મથક છે. કેટલાક ભાગમાં તમાકુ પણ પાકે છે.

ટેકરી પરના પ્રદેશમાં ચા, સિંકોના (જેમાંથી ક્વિનાઈન કાઢવામાં આવે છે તે) થાય છે. તે ઉપરાંત સાગ, સીસમ,




સુખડ વગેરે જંગલમાં થાય છે. દરીઆકિનારે નાળિએર પુષ્કળ થાય છે. મદ્રાસ અને લંકા વચ્ચેના દરીઆમાં મોતી પાકે છે.

મુંબઇ ઈલાકામાં જે જાતના લોકો છે, તેના કરતાં મદ્રાસના લોકો જુદીજ જાતના છે. મુંબઇ ઇલાકામાં ઘણે ભાગે આર્ય પ્રજામાંથી ઉતરી આવેલા લોકો વસે છે, પણ મદ્રાસ ઇલાકામાં દ્રાવિડી પ્રજામાંથી ઉતરી આવેલા લોકો વસે છે. તેમની ભાષા પણ જુદીજ છે. આ લોકો આર્ય લોકો કરતાં સુધારામાં ઉતરતા ન હોતાં, કેટલીક બાબતોમાં તો ચઢિઆતા હતા. તેમના કેટલાક રિવાજો આર્ય પ્રજામાં પણ દાખલ થઇ ગયા છે. તેઓ હાલ તો મોટે ભાગે હિંદુ ધર્મજ પાળે છે. તેઓએ મોટાં મંદિરોની આસપાસ નગરો બાંધ્યાં છે. તે જુના જમાનાની **નગરરચનાનો** ખ્યાલ આપે છે.

**પર્વતો**—ઈલાકાની લગભગ પશ્ચિમ સરહદ તરફ **પશ્ચિમઘાટ** અને પૂર્વ કિનારે **પૂર્વઘાટ** આવેલો છે. પૂર્વઘાટ પશ્ચિમઘાટ કરતાં નીચો છે એટલુંજ નહિ, પણ તેની અંદર વચ્ચે તુટક તુટક હાર પડી ગએલી છે. પૂર્વઘાટ અને પશ્ચિમઘાટ જે સ્થળે મળે છે, તે સ્થળે **નીલગિરિ** પર્વત આવેલો છે. નીલગિરિ મદ્રાસ ઇલાકાને હવા ખાવાનાં સ્થળો પુરાં પાડે છે, અને પશ્ચિમઘાટ મોટે ભાગે નદીઓ પુરી પાડે છે.

**નદીઓ**—**ગોદાવરી, કૃષ્ણા, કાવેરી,** અને **તુંગભદ્રા** એ ઇલાકાની મુખ્ય નદીઓ છે; પણ તે આ ઈલાકાની સ્વતંત્ર નદીઓ નથી, તેથી કરીને આ નદીઓનો પુરેપુરો ઉપયોગ ત્યાંની પ્રજા કરી શકતી નથી. તે છતાં આ નદીઓના પ્રવાહનો અંત આ ઇલાકામાં આવતો હોવાથી કાંપ અહીંઆંજ ઠરે છે, અને ફળદ્રુપ મેદાન બન્યાં છે. ગોદાવરીમાં કેટલોક વેપાર હોડીઓ મારફતે ચાલે છે.

મદ્રાસ સરકારે નહેરો કાઢવા માટે કેટલીક યોજનાઓ કરી છે, તેથી ખેતીને ઘણો લાભ થાય છે. એક નાની નદી પશ્ચિમઘાટમાંથી નીકળી અરબી સમુદ્રને મળતી હતી, તેનું વહેણ બદલી નાખીને પૂર્વ તરફનું કરવામાં આવ્યું છે. આ યોજના **પેરીઆર યોજના** કહેવાય છે, અને તે અચંબો પમાડનારી છે.

**ઇતિહાસ**—હિંદુસ્તાનના ઘણા મુલકમાં મુસલમાનો ફરી વળ્યા

હતા, પરંતુ મદ્રાસ ઇલાકાના ઘણા ભાગમાં મુસલમાનોએ પ્રવેશ કર્યો નહોતો. અંગ્રેજ લોકોના રાજ્યની સ્થાપના આ ઇલાકામાંથીજ થઈ હતી. મદ્રાસના કિલ્લાનો ભાગ એક નાના રાજા પાસેથી ઇસ્ટ ઇંડિઆ કંપનિએ મેળવ્યો હતો. ત્યાર પછી મદ્રાસ શહેરની આસપાસનો ભાગ કર્ણાટકના નવાબ પાસેથી મળ્યો હતો, અને પછી ઉત્તરોત્તર રાજ્યની વૃદ્ધિ થઇ હતી. અંગ્રેજી અમલમાં આ ઇલાકાના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) **ઉત્તર સરકાર,** (૨) **કર્ણાટક,** અને (૩) **મલબાર.**

**મદ્રાસ**—ઇલાકાની રાજધાનીનું અને હિંદુસ્તાનનું ત્રીજા નંબરનું શહેર છે. તે બંદર છે, પણ કૃત્રિમ છે. આ બંદરમાં મુંબઇના જેવું કુદરતી બારૂં નથી. તે ખુલ્લા દરીઆ પર આવેલું હોવાથી દરીઆનાં મોજાંથી વહાણોને સહીસલામત રાખી શકાય, એટલા માટે દરીઆમાં દિવાલો બાંધીને બંદર બનાવવામાં આવ્યું છે. કલકત્તા બંદરની પાછળ જેવો ફળદ્રુપ અને સમૃદ્ધ પ્રદેશ આવેલો છે, તેવો પ્રદેશ મદ્રાસની પાછળ નથી, તેથી આ બંદરેથી કલકતાના જેવો માલ જતો આવતો નથી. મુંબઇ બંદરની પાછળ ફળદ્રુપ તેમજ ઔદ્યોગિક પ્રદેશ આવેલો છે. વળી એ યુરોપના વ્યાપારીઓને સગવડ ભરેલું સ્થળ છે, તેથી મુંબઇ જેટલો પણ વેપાર આ બંદરનો નથી. મુંબઈ એક બેટ હોવાથી તેનો વિસ્તાર કુદરતી રીતે વધી શકે તેમ નથી, તેથી વસ્તી ગિચોગીચ થઇ ગઇ છે. મદ્રાસમાં જગાની ખોટ નથી તેથી મકાનો મોટાં છે, તેમજ તેમની વચ્ચે જગાની છૂટ સારી છે. મુંબઇ, તુતીકોરીન, કાલીકટ, અને કલકતાથી આવતી રેલવે લાઇનોનું એ છેલ્લું રેલવે સ્ટેશન છે. મદ્રાસમાંથી એક નહેર કાઢીને બેઝવાડા અને કૃષ્ણા નદીના ત્રિકોણાકાર પ્રદેશ સાથે જળમાર્ગ કરવામાં આવ્યો છે, જે **બકિંગહામ નહેર** કહેવાય છે. જે વખતે હિંદુસ્તાનમાં ***સ્ટેન્ડર્ડ ટાઇમ** નહોતો, તે વખતે મદ્રાસ, કલ-

કત્તા અને મુંબઈની વચ્ચે હોવાથી મદ્રાસના વખતને આખા હિંદુસ્તાનમાં ખરો વખત ગણવામાં આવતો હતો.

**ત્રિચિનોપલ્લી**—કાવેરી નદીના મુખ પાસે આવેલું છે. તેની ટેકરી લગભગ ત્રણુસો ફુટ ઉંચી છે, અને તે દરીઆમાંથી દૂરથી દેખાય છે. તેના પર વિષ્ણુનું મોટું મંદિર આવેલું છે. ત્યાંની ચીરૂટ તથા ચાંદી કામ ખાસ વખણાય છે.

**શ્રીરંગમ**—કાવેરીના ટાપુ પર આવેલું છે, અને તે જાત્રાનું ધામ છે. તેમાં વિષ્ણુનું મોટું મંદિર છે. તે ત્રિચિનોપલ્લીની પાસેજ છે.

**મદુરા**—એ જુની ઢબનાં મંદિરોની આસપાસ વસેલું શહેર છે. ત્યાં જુના સમયમાં **પાંડ્ય** રાજાઓની રાજધાની હતી. ત્યાંના મોટા મંદિરમાં ૧૦૦૦ થાંભલાવાળો મોટો મંડપ છે. કેટલાંએ વરસોથી આ શહેર દક્ષિણનું રાજકીય અને ધાર્મિક મથક છે. અહીંની સાડીઓ, ફેંટા, દુપટ્ટા, અને પિત્તળનાં વાસણો વખણાય છે. **પેરીઆરની નહેરની યોજનાને** લીધે આ શહેરની વસ્તી થોડા વખતમાં બમણી થઇ છે.

**કાલીકટ**—મલબાર કિનારા પર બંદર છે. ત્યાં ઇ. સ. ૧૪૯૮માં વાસ્કો–ડી–ગામા નામનો ફિરંગી નાખુદા ઉતર્યો હતો. આ શહેરના નામ પરથી **'સેનો'** નામનું કાપડ **કેલીકો** કહેવાય છે. આ બંદરેથી સુતરાઉ કાપડ અસલના વખતમાં યુરોપ ખાતે ચઢતું હતું, તેથીજ તેનું આ નામ પડયું છે.

**ઉતાકામંડ**—**નીલગિરિ** પર્વતમાં હવા ખાવાનું સ્થળ છે. **મદ્રાસના ગવર્નર** ઉનાળામાં આ સ્થળે હવા ખાવા આવે છે, તેમજ બીજા શ્રીમંતોએ પણ હવા ખાવા બંગલા બંધાવ્યા છે. પહેલાં આ સ્થળે ભેજ ઘણો હોવાથી હવા ખરાબ રહેતી હતી, પરંતુ ઘણા ઘણા પ્રયાસથી આ સ્થળ સુધારવામાં આવ્યું છે. ત્યાં **યુકેલીપ્ટસ**નાં ઝાડ રોપવામાં આવ્યાં છે, તેથી તેની હવા સુધરી છે, અને દેખાવ પણ ઘણો સુંદર થયો છે.

---

*સ્ટેન્ડર્ડ ટાઇમ એટલે શું તેની સમજ શિક્ષકે વિદ્યાર્થીઓને આપવી, તેમજ આ ત્રણે સ્થળના વખતનો તફાવત સકારણ સમજાવવો.

# દેશી રાજ્યો.

## ત્રાવણકોર અને કોચીન.

**ત્રાવણકોરઃ**—મલબાર કિનારાના છેક દક્ષિણ ભાગમાં ભેજવાળા પ્રદેશમાં આ રાજ્ય આવેલું છે. તે અરબી સમુદ્ર અને પશ્ચિમઘાટની વચ્ચે છે. તેમાં નીચે જણાવેલા બે જાતના પ્રદેશો છે.

(૧) **કિનારાની સપાટ ફળદ્રુપ પટી**–આ પટીમાં દરીઆની ખાડીઓ અને સરોવર રૂપે ભરાઇ રહેતાં દરીઆનાં પાણી વચ્ચે વચ્ચે આવે છે. આ મુલકમાં ચોખા અને નાળિએર મુખ્ય પાક છે.

(૨) **પહાડી પ્રદેશ**–આ પ્રદેશમાં સાગ, એલચી, પીંપળ, અને કોફી પુષ્કળ ઉગે છે.

ત્રાવણકોરનું રાજ્ય આખા હિંદુસ્તાનથી પશ્ચિમઘાટ વડે છુટું પડેલું છે, અને તેના ઉપર મુસલમાનોનું રાજ્ય કદી સ્થપાયું નથી, તેમ હજુ પણ જુના વખતના હિંદુ રિવાજો ચાલુ છે. થોડા વખતથીજ હિંદુસ્તાનના બીજા ભાગો જોડે રેલવે મારફતે સંબંધ થયો છે. લોકોનો મોટો ભાગ કેળવાએલો છે, અને તેમાં ખ્રિસ્તીઓની ઘણી વસ્તી છે.

**ત્રિવેંદ્રમઃ**—આ રાજ્યની રાજ્યધાની છે. તેમાં થોડા વખતમાં વસ્તી ઘણી વધી ગઇ છે. આ શહેર ત્યાંના પવિત્ર મંદિરને લીધે આબાદીમાં છે.

**કવીલોનઃ**—પહેલાં પશ્ચિમ કિનારાનું એક મુખ્ય બંદર હતું. હવે તેની સાથે રેલવે જોડાએલી હોવાથી ફરીથી તેની ચઢતી થાય એવો સંભવ છે.

**આલેપીઃ**—ત્રાવણકોરનું મુખ્ય બંદર છે, અને જંગલની પેદાશની વખારો ત્યાં રાખવામાં આવે છે.

---

**કોચીનઃ**—ત્રાવણકોરની ઉત્તરે કોચીન એક નાનું રાજ્ય છે. તેમાં પણ ત્રાવણકોરની માફક ફળદ્રુપ પ્રદેશ ને પહાડી પ્રદેશ છે.

તેની પેદાશ ત્રાવણકોરના જેવીજ છે. તેનો સંબંધ પણ રેલવે લાઇનથી જોડાએલો છે. તેની રાજધાની અર્નેકોલમ છે.

## મ્હેસુર.

**સીમાઃ**—મ્હૈસુરની લગભગ બધી બાજુએ મદ્રાસ ઇલાકાની હદ આવેલી છે. ફક્ત વાયવ્ય સરહદ પર મુંબઇ ઇલાકાની હદ છે, અને દક્ષિણ સરહદના ૭૦ માઇલ જેટલા ભાગમાં કુર્ગની હદ છે.

**સામાન્ય વર્ણનઃ**—મ્હૈસુર દેશી રાજ્ય છે, અને તે ઉચ્ચ પ્રદેશ પર આવેલું છે. મ્હૈસુરના લોકો તેના બે ભાગ પાડે છેઃ (૧) **માલનદ**—એ ઉચ્ચ પ્રદેશનો ભાગ છે; (૨) **મેદાનઃ**—એ સપાટ મેદાનનો પ્રદેશ છે. મ્હૈસુરના ઉચ્ચ પ્રદેશમાંથી ફક્ત પશ્ચિમ સિવાય બીજી બધી બાજુએ નદીઓ વહે છે. ઉચ્ચ પ્રદેશમાં વરસાદ વધારે છે, પણ મેદાનના ભાગમાં લગભગ ૩૦ ઈંચ વરસાદ પડે છે. મ્હૈસુરમાં નદીઓ અને તળાવો પુષ્કળ છે. **કાવેરી** નદીમાંથી મોટી નહેરો કાઢવામાં આવી છે, ને તે ખેતીના ઉપયોગમાં લેવાય છે.

મેદાનના ભાગમાં બંટી, તેલી બીઆં, સોપારી, નાળિએર ને સુખડ થાય છે. નહેરોવાળા પ્રદેશોમાં શેરડી અને ડાંગર, ઉત્તરના કાળી જમીનના પ્રદેશમાં રૂ, તેમજ ઘાટ ઉપર કોફી, સિંકોના, સાગ, અને એલચી થાય છે. બંટી એ લોકોનો મુખ્ય ખોરાક છે. એમ કહેવાય છે, કે એક મુસલમાન હાજી મક્કાથી બુંદ દાણાનાં બી લેતો આવ્યો હતો, અને તેણે પશ્ચિમઘાટની **લાંબા બુંદાન** નામની ટેકરી પર વાવ્યાં હતાં. ત્યાર પછી તેની ખેતી થવા માંડી.

લોકો મોટે ભાગે દ્રાવિડ જાતના છે, અને વસ્તીના ૯૨ ટકા જેટલા હિંદુઓ છે. હિંદુઓનું આટલું મોટું પ્રમાણ કોઇ પણ પ્રાંતમાં કે બીજા દેશી રાજ્યમાં જોવામાં આવતું નથી. મુખ્ય ભાષા **કાનડી** છે.

**ઇતિહાસઃ**—હાલના હિંદુ રાજાના પૂર્વજોના હાથમાં આ રાજ્ય સત્તરમા સૈકામાં આવ્યું હતું. ઇ. સ. ૧૭૬૦ થી ઇ. સ. ૧૭૯૯ સુધી તે રાજ્ય **હૈદરઅલી** ને **ટીપુ સુલતાન** પાસે હતું. હૈદરે અસલના

દેશી રાજા પાસેથી આ રાજ્ય પચાવી પાડેલું હતું. ચોથા મ્હૈસુર વિગ્રહને અંતે અંગ્રેજ સરકારે તે રાજ્ય મૂળ રાજાના વારસોને સોંપ્યું હતું. હાલના મ્હૈસુરનરેશ વડોદરાના ગાયકવાડ સરકારની માફક પ્રજાની કેળવણી, ઔદ્યોગિક પ્રવૃત્તિ, અને હુન્નરઉદ્યોગની તાલીમ ઉપર ખાસ ધ્યાન આપે છે.

**બેંગલોરઃ**—દરીઆની સપાટીથી ૩,૧૦૦ ફુટની ઉંચાઈએ આવેલું હોવાથી ત્યાંની હવા ઘણી સારી છે. તે રેસિડન્ટનું અને લશ્કરી છાવણીનું મથક છે. વરસમાં બે વખત વરસાદ પડે છે, તેથી ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય પણ રમણીય છે. વળી વેપારરોજગાર સારો ચાલે છે. ૩ અને ઊનની મિલો પણ અહીં છે.

**મ્હૈસુરઃ**—રાજધાનીનું શહેર છે, પણ તે બેંગલોર જેટલી અગત્ય ધરાવતું નથી. તેમાં જુનો કિલ્લો અને રાજાનો મહેલ જોવા લાયક છે. શહેરમાં રાજમહેલનો ભાગ ભવ્ય છે. તેની સામે **ચામુંડા** પર્વત પર મ્હૈસુરનરેશનાં કૂળદેવીનું મંદિર છે. રાજાના જન્મદિવસે ( **વર્ધન્તિ** ) અને દશેરા ઉપર મોટી સવારી નીકળે છે, અને દરબાર ભરવામાં આવે છે. સંખ્યાબંધ લોકો આ પ્રસંગનો લાભ લે છે.

**શ્રીરંગપટ્ટણઃ**—કાવેરીના એક ટાપુ પર આવેલું શહેર છે. તેમાં હૈદરઅલી અને ટીપુનો કિલ્લો હતો. મ્હૈસુરના ચોથા વિગ્રહમાં આ કિલ્લો અંગ્રેજ સરકારને કબજે આવ્યો.

**કોલરઃ**—આખા હિંદુસ્તાનમાં સોનાની ખાણોને માટે પ્રખ્યાત છે. તેમાંથી દર વરસે ૫૦ કરોડ રૂપીઆની કિંમતનું સોનું નીકળે છે. આ ખાણો યુરોપીઅનોની દેખરેખ નીચે ચાલે છે. ત્યાંથી ૧૦૦ માઈલ દૂર આવેલા કાવેરીના ધોધ **શિવાસમુદ્રમ**માંથી વીજળી ઉત્પન્ન કરી સોનાનાં કારખાનાં ચલાવવામાં આવે છે.

---

# નિઝામનું રાજ્ય.

**સીમા:—**નિઝામના રાજ્યને હૈદ્રાબાદનું રાજ્ય પણ કહેવામાં આવે છે. તે દક્ષિણ હિંદની લગભગ વચ્ચોવચ આવેલું છે. આ રાજ્ય ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે આવેલું છે. ઉત્તરે પેનગંગા નદી એને વરાડથી છુટો પાડે છે, અને ઇશાનમાં પ્રાણુહિતા ને ગોદાવરી તેને મધ્ય પ્રાંતથી છુટો પાડે છે. દક્ષિણે તુંગભદ્રા અને કૃષ્ણા નદી તેમજ પૂર્વઘાટ તેને મદ્રાસથી છુટો પાડે છે. પશ્ચિમે મુંબઈ ઇલાકો આવેલો છે.

**સામાન્ય વર્ણન:—**હૈદ્રાબાદ એ ઉચ્ચ પ્રદેશ છે. તેનો ઢાળ નદીઓના વહેણુની દિશાના જેવોજ છે. આ ઉચ્ચ પ્રદેશમાં નદીઓનાં મેદાન અને કેટલીક ટેકરીઓ આવેલી છે. **ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, ભીમા,** અને આ નદીઓને મળનારી બીજી નદીઓ આ પ્રદેશમાં વહે છે. વરસાદ લગભગ ૩૦ ઈંચ જેટલો પડે છે. રાજ્યના ઘણા ભાગને નદીઓ પાણી પુરૂં પાડે છે. તેમાં કેટલાંક તળાવ પણ છે, પણ નહેરો નથી.

એકંદરે જોતાં હૈદ્રાબાદ બહુ ફળદ્રુપ પ્રદેશ નથી. તેમાં વરસાદ સાધારણ પડે છે, અને નહેરો ન હોવાને લીધે બહુ પાક થતો નથી. જ્યાં હવા ઠંડી છે ત્યાં ઘઉં થાય છે. તળાવ પાસેની જમીનમાં તથા નદીઓની ખીણોમાં ડાંગર થાય છે. બાજરી, બંટી, તેલી બીઆં, અને ગળી બીજા ભાગોમાં થાય છે. બહારગામ ચઢતો મુખ્ય પાક રૂ છે. રૂના પાક માટે કાળી જમીન અહીં ઘણી છે. રૂની પેદાશમાં હૈદ્રાબાદ *ત્રીજે નંબરે ગણાય છે.

લોકો મોટે ભાગે દ્રાવિડ જાતના છે. તેઓ મરાઠી, કાનડી, અને તેલુગુ ભાષા બોલે છે. વસ્તી આછી છે. આ પ્રદેશના લોકોને

---

*રૂના પાક માટે પહેલે નંબરે મુંબઈ ઇલાકો, બીજે નંબરે વરાડ, અને ત્રીજે નંબરે હૈદ્રાબાદ ગણાય છે.

અંધાધુંધીના વખતમાં ઘણું ખમવું પડેલું છે. મુસલમાન અને મરાઠા-ઓને વારંવાર સત્તાને માટે લડવું પડતું. પિંઢારાઓનાં ટોળાં ભમતાં અને લોકોને લૂંટતાં. આ બધાની અસર ત્યાંનાં ગામડાં અને શહેરોની રચના તેમજ ઘરોની બાંધણી પર થએલી છે. દરેક ઘર કિલ્લા જેવું હોય છે, અને દરેક ગામ કે શહેરની આસપાસ કોટ હોય છે. હાલના જમાનાના જેવાં ઔદ્યોગિક સ્થળો ત્યાં છેજ નહિ. મોગલ રાજ્યના અંત પછી અહીંનો સુબો **નિઝામ-ઉલ-મુલ્ક** સ્વતંત્ર થયો, અને તેણે રાજ્ય સ્થાપ્યું. એ ઉપરથી અહીંના રાજકર્તાઓ **નિઝામ** કહેવાય છે.

**હૈદ્રાબાદઃ**—હિંદુસ્તાનના સૌથી મોટા દેશી રાજ્યની રાજધાની અને હિંદુસ્તાનનું ચોથા નંબરનું શહેર છે. તે જુની ઢબની બાંધણી-વાળું છે. ત્યાં પચરંગી પ્રજા વસે છે. હિંદુસ્તાનમાં આટલી વિવિધ વસ્તીવાળું અને આવી લડાયક પ્રજાવાળું બીજું એકે શહેર નથી. દરેક માણુસ કોઈ જાતનું હથિયાર રાખીનેજ ફરે છે, ને લશ્કરી લોકો તો બધી જાતનાં હથિયાર સજીને ચાલે છે. અહીં અરબ, સીંધી, રોહિલા, પઠાણ, મરાઠા, તુર્ક, શેખ, ઈરાનીઓ, બુખારીઓ, પારસીઓ, મદ્રાસીઓ અને એવા બીજા જાત જાતના લોકો નજરે પડે છે.

**સિકંદરાબાદઃ**—હૈદ્રાબાદથી ૭ માઈલ દૂર આવેલું છે. તે હિંદુ-સ્તાનમાં મોટામાં મોટી છાવણીનું સ્થળ છે.

**ગોવળકોંડાઃ**—હૈદ્રાબાદથી સાત માઇલ દૂર આવેલુ છે, ને અસલના વખતથી હીરાના વેપાર માટે પ્રસિદ્ધ છે.

**ઇલોરા** અને **અજિન્ટા**માં બૌદ્ધ તથા જૈન અને બ્રાહ્મણ ધર્મની ગુફાઓ આવેલી છે. આ ગુફાઓમાં ચિત્રકામ બહુ ઉંચા પ્રકારનું છે.

---

## કૃતિ.

૧ દક્ષિણ હિંદુસ્તાન ( મદ્રાસ. મ્હૈસુર, અને નિઝામનું રાજ્ય)નો નકશો દોરો.

૨ નંબર એકના નકશામાં જમીનના ઉંચા પ્રદેશો અને નિચાણના ભાગો બતાવો.

૩ નંબર બેમાં દોરેલા નકશામાં નદીઓ બતાવો.

૪ નંબર એકમાં દોરેલા નકશામાં અગત્યની પેદાશ બતાવો.

૫ મદ્રાસ અને મુંબઇ ઇલાકામાં મુખ્ય તફાવત શો છે તે જણાવો.

૬ મદ્રાસ અને મુંબઇ એ બંદરોમાં કુદરતી સંજોગોમાં શો ફેરફાર છે? એ ફેરફારને લઈને તેમની પ્રગતિમાં શો ફેર પડયો છે?

૭ દક્ષિણ હિંદમાંથી ગુજરાતમાં કયો કયો માલ આવતો હશે? તે માલ કયે માર્ગે લાવવો સુગમ પડે?

૮ દક્ષિણમાંથી પરદેશ ખાતે કયો માલ ચઢતો હશે?

૯ ત્રાવણકોર અને કચ્છ એ બે કયી કયી બાબતોમાં મળતા જણાય છે, અને તેમાં મુખ્ય તફાવતો કયા કયા છે?

૧૦ મ્હૈસુરના રાજ્ય પર કુદરતની મહેરબાની છે, એ વાતનું સમર્થન કરો.

૧૧ દક્ષિણમાં કુદરતી સંજોગોનો લાભ કેવી રીતે લેવામાં આવે છે, તેનું ટુંક વર્ણન કરો.

૧૨ મદ્રાસ ઇલાકો, મ્હૈસુર, અને હૈદ્રાબાદમાં આનંદપર્યટન કરવા માટેની યોજના ઘડી કાઢો. સરળતાથી કામ બને અને ખર્ચમાં પણ ફાયદો થાય એ વાત લક્ષમાં રાખવી.

अ એ માટે તમે ક્યાં ક્યાં મુખ્ય મુખ્ય સ્થળો જોવાનું પસંદ કરશો?

ब તમારી રેલવે સફરની ગોઠવણનો નકશો દોરો.

क તમારી મુસાફરીના હેવાલની ટુંકી નોંધ આપો.

## મધ્ય પ્રાંત.

**સીમા:**—ઉત્તરે મધ્ય હિંદુસ્તાન, પશ્ચિમે મુંબઇ ઇલાકો, દક્ષિણે નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો, અને પૂર્વે મદ્રાસ ઇલાકો, તથા બહાર અને ઓરિસ્સાઆવેલા છે.

### હિંદુસ્તાનનો મધ્ય પ્રદેશ.




મધ્ય હિંદ એજન્સિ અને મધ્ય પ્રાંતો.

**સામાન્ય વર્ણન**:—મધ્ય પ્રાંતમાં મોટે ભાગે ઉચ્ચ પ્રદેશ આવેલા છે, અને તે જંગલોથી છવાએલા છે. તે ભાગની બહુ માહીતી મળી નથી. ત્રણ નદીઓની ફળદ્રુપ ખીણો તેમાં આવેલી છેઃ (૧) **પશ્ચિમ તરફ નર્મદાની**, (૨) **દક્ષિણ તરફ વર્ધા** અને **વેનગંગા ગોદાવરીને મળે છે ત્યાં સુધીની ખીણો**, અને (૩) **પૂર્વે મહા નદીની ખીણ**.

મધ્ય પ્રાંતમાં **વિંધ્ય** અને **સાતપુડાની** હારો તટક તૂટક આવી રહેલી છે, અને તે હારોમાંથી મધ્ય હિંદુસ્તાનની ઘણી નદીઓ નીકળે છે.

હિંદુસ્તાનમાં સૌથી ઓછામાં ઓછો દુકાળનો ભય અહીં છે. વરસાદ લગભગ ૫૦ ઈંચ પડે છે. નહેરો સમૂળગી નથી; ફક્ત ત્રીજા ભાગની જમીનમાં ખેતી થાય છે, ને લગભગ અડધા ભાગની જમીન ને ખેડી શકાય તેવી છે. ખીણોમાં કેટલીક ઉંચા પ્રકારની કાળી જમીન છે. તેમાં ડાંગર અને રૂ પાકે છે. તેલી બીઆં, બાજરી, અને કઠોળ ઓછા ભેજવાળી જમીનમાં થાય છે. શિઆળામાં ઘઉં થાય છે.

લોકો મોટે ભાગે હિંદુ ધર્મ માને છે, અને તેઓ **દ્રાવિડી** જાતના છે; પણ જંગલી જાતો ભૂત, પિશાચને માને છે. **હિંદી, મરાઠી** અને **ઉર્યા** ભાષા બોલાય છે. પહાડોમાં વસતી જંગલી જાતો ગૌડ ભાષા બોલે છે. ખેતીની જમીન ઓછી હોવાથી વસ્તી આછી છે. નદીઓની ખીણોમાં વસ્તી ઘાડી છે.

ઉદ્યોગોની વૃદ્ધિ બહુ ઓછી છે. સુતર કાંતવાનો ને કાપડ વણવાનો ઉદ્યોગ થોડો ઘણો ચાલે છે. **વરોરામાં** કોલસાની ખાણો છે.

પિંઢારી વિગ્રહ પછી સિંધીઆ પાસેથી કેટલોક મુલક અંગ્રેજ સરકારને મળ્યો હતો. બાકીનો પ્રદેશ જ્યારે **રાઘોજી ભોંસલે** અપુત્ર મરણ પામ્યો ત્યારે અંગ્રેજ સરકારે ખાલસા કર્યો. **વરાડ પ્રાંત નિઝામ સરકાર** પાસેથી મળ્યો હતો.

**નાગપુરઃ**—જુના મરાઠી રાજ્યની રાજધાની અને હાલના મધ્ય પ્રાંતની રાજધાની છે. તે વેપારઉદ્યોગનું મથક છે. કલકત્તા અને મુંબઇ વચ્ચે તે અગત્યનું સ્ટેશન છે.

**જબલપુરઃ**—ઉત્તરમાં **જી. આઇ. પી.** રેલવેનું અગત્યનું રેલવે સ્ટેશન છે. તેની પાસે આરસપહાણના **અમરકંટક** નામના ડુંગરો આવેલા છે. ત્યાં આગળથી **નર્મદા** નદી નીકળે છે.

**બુરાનપુરઃ**—**તાપી** નદીને કિનારે આવેલું છે. તે પહેલાં મુસલમાની રાજની રાજધાની હતું. રેશમ, મલમલ ને કસબી કાપડ માટે તે પ્રખ્યાત હતું, પણ હવે તે ઉદ્યોગો નાશ પામવા લાગ્યા છે.

**પંચમડીઃ**—સાતપુડાની **મહાદેવ** ટેકરીઓમાં હવા ખાવાનું સ્થળ છે. તે દરીઆની સપાટીની ૩,૫૦૦ ફુટ ઉંચું છે. ઉનાળામાં **મધ્ય પ્રાંતના ગવર્નર** ત્યાં હવા ખાવા જાય છે.

**ઇલીચપુર**—વરાડનું મોટામાં મોટું શહેર છે.

**ઉમરાવતી** અને **અકોલા** રૂના વેપારનાં મોટાં **મથકો** છે. તેમની પાસે કપાસ લોઢવાનાં ઘણાં જીનો આવેલાં છે.

---

## મધ્ય હિંદ એજન્સિ.

આ એજન્સિમાં નવ જથે વહેંચાએલાં ઘણાં દેશી રાજ્યો આવેલાં છે. તે બધાં **ગવર્નર જનરલના એજંટ જનરલના** કબજામાં છે. એજંટ જનરલ **ઇંદોર**માં રહે છે.

**સીમાઃ**—દક્ષિણે મધ્ય પ્રાંત, પૂર્વે અને ઉત્તરે સંયુક્ત પ્રાંત, અને પશ્ચિમે રજપુતાના આવેલો છે.

**સામાન્ય વર્ણનઃ**—આ એજન્સિના બે ભાગ પાડી શકાય. એક **પશ્ચિમનો** અને બીજો **પૂર્વનો.** પશ્ચિમનો ભાગ માળવાના **ઉચ્ચ** પ્રદેશનો અડધો ભાગ છે. ( બાકીનો અડધો ભાગ અરવલ્લીની પૂર્વે આવેલો રજપુતાનાનો ભાગ છે ). આ ઉચ્ચ પ્રદેશ **ચંબલ અને બાતવા** નદીઓ વચ્ચેનો પ્રદેશ છે. બીજો પૂર્વનો ભાગ **બુંદેલખંડને**

નામે ઓળખાય છે. તે એક ત્રિકોણાકાર પ્રદેશ છે, અને **જમના** અને ગંગાની ખીણ તરફ ધીમે ધીમે ઢળતો જાય છે.

મધ્ય હિંદનો પ્રદેશ ઉચ્ચ પ્રદેશ છે, અને તેમાં જમના નદીના જમણા કિનારેજ મળતી નદીઓ વહે છે. **વિંધ્યાચળ** અને **સાતપુડા** એ મુખ્ય પર્વતો છે, અને **નર્મદા, ચંબલ, બતવા** અને **શોણ** એ મુખ્ય નદીઓ છે. વરસાદ ૩૦ થી ૫૦ ઇંચ સુધી પડે છે. ઘણી નદીઓને લીધે પાણીની તંગી નથી, પણ નહેરો બનાવી આ નદીઓનો જોઇએ તેટલો સારો ઉપયોગ કરવામાં આવતો નથી.

શોણ નદીની નહેરો બહાર પ્રાંતમાં આવેલી છે. મુખ્ય પાક બાજરી, કઠોળ અને ડાંગર છે. શિઆળામાં ઘઉં વાવવામાં આવે છે. કેટલાક ભાગમાં રૂ અને શેરડી થાય છે. માળવા અફીણ અને તમાકુના પાકને માટે પ્રખ્યાત છે.

અહીંના લોકો ઘણે ભાગે **હિંદી** ભાષા બોલે છે. ચોથા ભાગની વસ્તી **અનાર્ય** જાતિની છે. **ગ્વાલીઅર**, ઇન્દોર, **ભોપાળ, પન્ના**, અને રેવા એ મુખ્ય રાજ્યો છે. આખી એજન્સિમાં લગભગ ૧૫૦ રાજ્યો છે.

**ગ્વાલીઅર**—સિંધીઆના રાજ્યની રાજધાની છે. તેમાં પહાડી કિલ્લો છે. રાજાનો મહેલ પ્રાચીન વખતની હિંદી કારીગરીનો નમુનો છે.

**ઉજ્જન**:—ગ્વાલીઅર રાજ્યની હદમાં આ શહેર આવેલું છે. તે હિંદુઓનું જાત્રાનું સ્થળ છે. પ્રાચીન વખતમાં ત્યાંથી **રેખાંશવૃત્ત** શરૂ કરતા હતા. તે **વિક્રમ** રાજાની રાજધાની ગણાય છે.

**ઇંદોર**:—હોલ્કરના રાજ્યની રાજધાની અને એજન્સિનું મુખ્ય શહેર છે.

**ભોપાળ**:—મુસલમાની રાજ્યની રાજધાનીનું શહેર છે. ભોપાળમાં **બેગમ** રાજ્ય ચલાવે છે.

---

## કૃતિ.

૧ મધ્ય પ્રાંત અને મધ્ય હિંદ એજન્સિનો નકશો દોરો.

૨ ઉપરના નકશામાં પર્વતો અને નદીઓ બતાવો.

૩ મધ્ય પ્રાંત અને મધ્ય હિંદ એજન્સિની સરખામણી કરો.

૪ મધ્ય પ્રાંતમાંથી અને મધ્ય હિંદ એજન્સિમાંથી ગુજરાતમાં કઇ કઇ વસ્તુઓ આવતી હશે ?

૫ તમારા ગામથી નાગપુર અને ઈંદોર જવું હોય, તો કયે માર્ગે જશો તે બતાવનારો નકશો દોરો. એ વિષે અગત્યની નોંધ લખો. ( બંને મથકોના માર્ગ માટે જુદા જુદા રંગ વાપરવા. )

૬ ગુજરાતના લોકોને હિંદની ઉત્તરના અને પૂર્વના દેશોમાં રેલવે રસ્તે જવું હોય, તો મધ્યપ્રાંત અને મધ્ય હિંદ એજન્સિમાં થઇને જવું પડે છે, એ વાત અગત્યનાં ઉદાહરણો આપી સમજાવો.

૭ ગંગા–જમનાનું મેદાન અને દખ્ખણનો ઉચ્ચ પ્રદેશ, એ બે સાથે મધ્ય હિંદુસ્તાનના પ્રદેશનો ભૌગોલિક સંબંધ કેવા પ્રકારનો છે તે જણાવો.

૮ મધ્ય હિંદના પ્રદેશમાં આવેલા પર્વતોમાંથી જુદી જુદી દિશાએ કઇ કઇ નદીઓ વહે છે? એ નદીઓ મધ્ય હિંદને તેમજ તેમને લગતા દેશોને કેવા પ્રકારે ઉપયોગી થઇ પડે છે ?



# બહાર અને ઓરિસ્સા.

**સામાન્ય વર્ણન**:—બહાર અને ઓરિસ્સાનો પ્રાંત નવો બનાવવામાં આવ્યો છે. આ પ્રાંત લગભગ લંબચોરસ આકારનો છે. તે હિમાલય અને બંગાળી ઉપસાગરની વચ્ચે આવેલો છે. તેના ઉત્તરના ભાગમાં ગંગા નદીનું ફળદ્રુપ મેદાન છે, દક્ષિણે અને પશ્ચિમે છોટાનાગપુર અને ઓરિસ્સાનો ઉચ્ચ પ્રદેશ છે, અને પૂર્વે બંગાળી ઉપસાગરના કિનારા પર મહાનદીના મુખ પાસેનો સપાટ ત્રિકોણાકાર પ્રદેશ છે. બંગાળા કરતાં આ પ્રાંતની હવા ઉનાળામાં વધારે ગરમ, અને શિઆળામાં વધારે ઠંડી રહે છે. બધી જગાએ વરસાદ પુષ્કળ પડે છે. ગંગા અને મહા નદીના ત્રિકોણાકાર પ્રદેશમાં જમીનનું પડ ઉંડું અને ફળદ્રુપ છે. તે જમીનમાં ઘણી નદીઓ વહે છે.

મુખ્ય પાક ડાંગર ને શેરડી છે. ઓછી ફળદ્રુપ જમીનમાં મકાઇ, તેલી બીઆં અને કઠોળ થાય છે. **શોણ, ગોગ્રા** અને **ગંડકીના** પ્રદેશમાં ખસખસ ઉગાડવામાં આવે છે, અને પટણામાં તેમાંથી અફીણ બનાવવામાં આવે છે. ગળી પણ અહીં સારી પાકે છે.

**ભાષા**:—બહારમાં **બંગાળી** અને **હિંદી** ભાષા, તથા ઓરિસ્સામાં ખાસ કરીને **ઉર્યા** ભાષા બોલાય છે. જંગલી લોકો **દ્રાવિડી** ભાષા બોલે છે. ફળદ્રુપ મેદાનોમાં વસ્તી ઘણી ઘાડી છે. મોટાં શહેરો નદીકિનારે વસેલાં છે. પહેલાં ઘણો વેપાર નદીઓ મારફતે ચાલતો હતો, પણ હવે રેલવે મારફતે ચાલે છે.

**પટણા**:—બહાર પ્રાંતનું મુખ્ય શહેર છે. અસલના વખતમાં આ શહેરને બદલે **પાટલિપુત્ર** નામે મોટું નગર હતું. આ શહેરની આસપાસ મુખ્ય પાક ખસખસનો થતો હોવાથી અફીણ બનાવવાનું તે સરકારી મથક છે. જુના પાટલિપુત્રનાં ખોદકામ કરવાથી ખંડેરો મળી આવ્યાં છે, તેમજ **ચંદ્રગુપ્ત** રાજાનો મહેલ પણ મળી આવ્યો છે.

## હિંદુસ્તાનના પૂર્વ પ્રદેશોનો નકશો.




બંગાળા, આસામ, બિહાર અને ઓરિસ્સા.

**ગયા**:—હિંદુઓનું આ અગત્યનું જાત્રાનું સ્થળ છે. જેની શક્તિ હોય તેણે આ જગાએ **બાપનું શ્રાદ્ધ** કરવું, એવી ફરજ મનાય છે. ( કહેવત છે, કે ‘ દીકરો જે ગયાએ જાય. ’ ) એની પાસે ‘**બુદ્ધ ગયા**’ નામનું સ્થળ છે. આ સ્થળમાં ગૌતમબુદ્ધને જ્ઞાન થએલું હતું એમ મનાય છે, અને જે **પીપળા** નીચે તે બેઠા હતા, તે સ્થળ પવિત્ર મનાય છે. એની પાસે બૌદ્ધ ધર્મીઓનો મઠ અને **અશોકના** મહેલનાં ખંડેરો માલમ પડે છે.

**પટણા** અને **મોંગીર** ઐતિહાસિક સ્થળો છે. બંગાળાના નવાબ **મીરકાસમ** અને **કંપનિ સરકાર** વચ્ચેની લડાઇના પ્રસંગોમાંના કેટલાક બનાવો આ સ્થળોએ બન્યા હતા.

**હજારીબાગ**:—છોટાનાગપુરમાં આવેલું છે. તેની પાસે જૈન લોકોની **પારસનાથની** પવિત્ર ટેકરી આવેલી છે.

**રાંચી**:—ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરનાર મિશનરીઓનું અગત્યનું સ્થળ છે.

**કટક**:—ઓરિસ્સામાં મોટું શહેર છે, અને તેમાં લશ્કરી કિલ્લો છે. તેની પાસે નદી, નહેર, રેલવે અને પાકા રસ્તા મળે છે, તેથી તે વ્યાપારનું અગત્યનું સ્થાન છે.

**પુરી**:—હિંદુ લોકોનું જાત્રાનું સ્થળ છે. રથજાત્રા વખતે લાખથી પણ વધારે માણસો દર્શન કરવા એકઠાં થાય છે. એમાં **જગન્નાથજીનું** મંદિર છે.

**ઝરીઆ**:—કોલસાની ખાણો માટે પ્રસિદ્ધ છે.

**જમશેદપુર**:—લોખંડી કામનું તાતા કંપનિનું મોટું કારખાનું છે.

# બંગાળા ઇલાકો.

**સામાન્ય વર્ણન:**—બંગાળાનો આકાર સાધારણ રીતે સમદ્વિ-બાજુ ત્રિકોણ જેવો છે. તેનો પાયો બંગાળી ઉપસાગર તરફ છે, ને શિરો-બિંદુ કાંચનગંગા આગળ હિમાલયને અડકે છે. તેની પશ્ચિમ સરહદે બહાર અને ઓરિસ્સા પ્રાંત આવેલો છે, અને પૂર્વે આસામ અને બ્રહ્મદેશ આવેલા છે.

આ વિશાળ ત્રિકોણનો મોટો ભાગ સપાટ ને નિચાણનો પ્રદેશ છે. ગંગા, બ્રહ્મપુત્રા અને તેમને મળનારી અનેક નદીઓએ આણેલા કાંપને લીધે તેની જમીન ઘણી ફળદ્રુપ બની છે. આવી રીતે બંગાળા નદીઓની પ્રસાદીથી બનેલો છે. તેનો દરેક ભાગ ત્રિકોણાકાર પ્રદેશથી બનેલો છે. ઘણી જગાએ નદીઓના તટ આસપાસની જમીન કરતાં ઉંચા હોય છે, તેથી કરીને બે નદીઓ વચ્ચેનો પ્રદેશ નીચો એટલે પાણીના નિકાલ વગરનો હોય છે; એથી કરીને ચોમાસામાં બંગાળના મોટા ભાગ પર પાણી ફરી વળે છે.

બંગાળાની હવા ગરમ અને ભેજવાળી છે. **મોન્સુનનો પ્રવાહ** આખા પ્રાંતમાં થઇને પસાર થાય છે, અને આસામની ટેકરીઓ અને હિમાલય સાથે અથડાય છે, તેથી કરીને બંગાળામાં પુષ્કળ વરસાદ પડે છે, અને વરસાદ ન પડે તેવું જવલ્લેજ બને છે; એટલે કે દુકાળ જવલ્લેજ હોય છે. આ વરસાદ ઉપરાંત વિંધ્યાચળ અને હિમાલયમાંથી નીકળતી નદીઓનો લાભ તેને મળે છે. ખેડુતો નહેરો બનાવવાની દરકાર કરતા નથી; કારણ કે કુદરતે તેમને એવી મહેનત લેવાની ફરજ પાડી નથી.

**મુખ્ય પાક:**—ડાંગર અને શેરડી છે. તેમને ગરમ અને ભેજ-વાળી હવા માફક આવે છે. એક રીતે કહીએ તો **બંગાળા ડાંગરનું એક વિશાળ ક્ષેત્ર** છે. હિંદુસ્તાનમાં થતું લગભગ બધું શણ એકલા બંગાળામાંજ પાકે છે. આ છોડ થોડા વખતમાં જમીનમાંનો કસ

ખાલી કરે છે; તેથી કરીને બંગાળા જેવા પ્રદેશો કે જ્યાં દર વરસે કાંપના નવા થર તાજા થતા આવતા હોય, ત્યાંજ આ છોડ ઉછેરી શકાય. છોડને કાપી લીધા પછી પાણીનાં ખાબોચીઆંમાં તેને રાખીને કોહવડાવવામાં આવે છે. પછી તેના પરથી શણના રેસા ઉતારી લેવામાં આવે છે. શણનો મોટો ભાગ પરદેશ ખાતે ચડાવવામાં આવે છે. કલકત્તામાં શણની ઘણી મીલો છે. બહારગામ મોકલવાનો બીજો અગત્યનો પાક **ચા** છે. તે દાર્જીલિંગની પાસે હિમાલયની ટેકરીની બાજુએ વાવવામાં આવે છે. ઘણી ફળદ્રુપતાને લીધે બંગાળામાં વસ્તી ઘણીજ છે, પણ તેના પ્રમાણમાં મોટાં શહેરો થોડાં છે. બંગાળી લોકોનો મોટો ભાગ ગામડાંમાં રહે છે.

**ઇતિહાસ:**—અસલ અહીં હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. પઠાણ પાદશાહોના વખતથી અહીં મુસલમાની અમલની શરૂઆત થઇ. છેવટે આ પ્રાંત મોગલ શહેનશાહતનો ભાગ બન્યો, અને સુબાઓ અમલ ચલાવવા લાગ્યા. અંતે **મુર્શીદકુલીખાન** મોગલાઇની પડતીનો લાભ લઇ સ્વતંત્ર થયો. પરંતુ ઇ. સ. ૧૭૫૭ માં **સિરાજ-ઉદ્‌-દૌલ્લાને રૉબર્ટ કલાઈવે** પ્લાસીના યુદ્ધમાં હરાવ્યો, અને ત્યારથી **ઈસ્ટ ઇન્ડિઆ કંપનિએ** રાજ્યવહીવટમાં હાથ ઘાલ્યો. ઇ. સ. ૧૭૭૨ થી તો નવાબોના અમલનો અંત આવ્યો, અને અંગ્રેજ અમલ પુરેપુરો જામ્યો. જેમ મદ્રાસ ઇલાકામાં કંપનિ સરકારના અમલની શરૂઆત થઇ ગણાય છે, તેમ બંગાળામાં તેને વધુ જોર મળ્યું એમ કહેવાય છે.

**કલકત્તા:**—ઈલાકાની રાજધાની, હિંદુસ્તાનમાં મોટામાં મોટું શહેર, અને બ્રિટિશ સામ્રાજ્યમાં બીજા નંબરનું શહેર છે. તે અર્વાચીન શહેર છે. એશિઆની અંદર બંદર તરીકે એ લગભગ વચ્ચે આવેલું છે, તેથી તેનો વેપાર ઘણો વધારે ચાલે છે. ગંગા અને બ્રહ્મપુત્રાની ખીણના ફળદ્રુપ અને સમૃદ્ધ પ્રદેશનો વેપાર તેની મારફત

ચાલે છે, તેથી જો કે તે નદી પરનું બંદર છે, તે છતાં બીજા કોઈ પણ બંદર કરતાં તે વધારે અગત્યનું સ્થાન ભોગવે છે. કારખાનાંઓની સંખ્યામાં તે ફક્ત મુંબઇથીજ બીજે નંબરે આવે છે. તેમાં જગા પુરતી છે, ને તેને લીધે મોટાં મોટાં વિશાળ મકાનો બંધાવવામાં આવ્યાં છે. આને લીધે તે **'મહેલોનું શહેર'** કહેવાય છે. અમદાવાદ અને મુંબઈની માલોનું કાપડ અહીં વેચાય છે, તથા બંગાળાનો કોલસો ખરીદવા માટે ગુજરાતીઓ અહીં વસે છે. 'કલકત્તા' નામ બંગાળીઓની ઇષ્ટ દેવી **કાલી** ઉપરથી પડયું છે એમ મનાય છે. જ્યારે અંગ્રેજ લોકોએ વેપાર માટે કોઠી સ્થાપી, ત્યારે તે મુંબઇની માફક નાનું ગામડું હતું.

ઢાકાઃ—બંગાળામાં બીજા નંબરનું શહેર છે. જુના સમયમાં **બારીક મલમલ** અહીં વણાતી હતી, તેથી તે તેને માટે પ્રખ્યાત છે.

મુર્શીદાબાદઃ—મુસલમાનોના સમયમાં બંગાળાની રાજધાનીનું શહેર હતું. રેશમી કાપડ અને પિત્તળનું કોતરકામ તથા તેના પરનું મિનાકારી કામ વખણાય છે. પહેલાં તે ગળીના વ્યાપાર માટે પ્રખ્યાત હતું.

દાર્જીલિંગઃ—હિમાલય પર હવા ખાવાનું સ્થળ છે. **બંગાળાના ગવર્નર** ઉનાળામાં આ સ્થળે હવા ખાવા જાય છે. ટેકરીઓના ઢોળાવ પર બહુ ઉંચી જાતની ચા થાય છે. **લૉર્ડ વિલિયમ બેન્ટિંકે** ઇ.સ. ૧૮૩૫ માં સિકીમના રાજા પાસેથી આ સ્થળ વેચાતું લીધું હતું. અહીં ઇ. સ. ૧૮૫૬ માં ચા વાવવાનું શરૂ કરવામાં આવ્યું હતું. દાર્જીલિગની ચા દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ ગણાય છે.

રાણીગંજઃ—કોલસાની ખાણો ઘણી છે

---

# આસામ.

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંત મોટે ભાગે જંગલો અને ટેકરીઓથી ભરપુર છે. એમાં **બ્રહ્મપુત્રા** અને **સુરમા** એ બે નદીઓની ફળદ્રુપ ખીણો આવેલી છે. હિંદુસ્તાનમાં સૌથી વધારે ભેજવાળો આ પ્રાંત છે. અહીં લગભગ આઠ માસ સુધી વરસાદ પડે છે. આ ભેજને લીધે ચા, ઇમારતી લાકડાં, અને ડાંગરનો પાક સારો થાય છે. હિંદુસ્તાનમાં થતી ચાનો ⅔ ભાગ અહીં થાય છે. ડાંગરનો પાક ખીણોના પ્રદેશમાં થાય છે, હાલમાં શણનો પાક વધતો જાય છે. કેટલેક સ્થળે ઇન્ડિઆ રબરનાં ઝાડ ઉગે છે, પણ એકંદરે જોતાં વિસ્તારના પ્રમાણમાં આસામમાં ઘણો ઓછો પાક થાય છે; કારણ કે ટેકરીવાળો અને જંગલોવાળો પ્રદેશ વધારે છે.

સામાન્ય રીતે લોકો **બંગાળી** કે **આસામી** ભાષા બોલે છે. ટેકરીઓમાં જંગલી લોકો **બ્રહ્મી** ભાષાને મળતી ભાષા બોલે છે. પહાડી પ્રદેશ હોવાથી અને '**કાળા આજાર**' નામનો તાવ ચાલતો હોવાથી વસ્તી ઘણી ઓછી છે. આસામી લોકો આળસુ છે. તેઓ વેપારઉદ્યોગ બહારના લોકોના હાથમાં જવા દે છે. થોડી કોલસાની ખાણો પણ અહીં છે.

**ગૌહત્તી:**—આ પ્રાંતની રાજધાની છે. નદીમાર્ગે ચાલતા ચા, ઇમારતી લાકડાં અને ચોખાના વેપારનું તે મુખ્ય મથક છે.

**સિલોંગ:**—ગવર્નરનું હવા ખાવાનું સ્થળ છે.

**મણિપુર:**—એ નામના દેશી રાજ્યનું મુખ્ય શહેર છે. આ રાજ્ય પૂર્વ સરહદ પર આવેલું છે. પહેલાં ત્યાં જતાં ઘણી મુશ્કેલી પડતી હતી, પણ હવે ત્યાં રેલવે થઈ છે.

---

## કૃતિ.

૧ બંગાળા, આસામ, બહાર અને ઓરિસ્સાનો નકશો દોરો.

૨ ઉપલા નકશામાં ઉંચી–નીચી જમીન બતાવો.

૩ ઉપલા પ્રદેશોના મુખ્ય પાકનો નકશો દોરો.

૪ આ પ્રદેશો પર નદીઓની શી અસર થઈ છે તે લખો.

૫ હિંદુસ્તાનની પશ્ચિમ બાજુએ આવેલા સિંધ, રજપુતાના તથા પંજાબ, અને આ પ્રાંતોમાં મુખ્ય તફાવત શો છે?

૬ આ પ્રદેશમાં આવેલાં ઔદ્યોગિક સ્થળો સંબંધી ટૂંકું વિવેચન કરો.

૭ હિંદુસ્તાનનાં બીજાં બંદરો સાથે કલકત્તાની સરખામણી કરો.

૮ તમારા ગામથી કલકતા જવા માટેનો માર્ગદર્શક નકશો દોરો.

૯ ભાવનગર અને કલકત્તા વચ્ચે આગબોટનો સીધો વહેવાર થવાથી ગુજરાત પર શી અસર થવા સંભવ છે, તે જણાવો.

૧૦ ચેરાપુંજીમાં અતિશય વરસાદ પડે છે, તેનાં ખાસ કારણો આપો.

૧૧ બંગાળા, બહાર ને ઓરિસ્સા, તથા આસામની મુસાફરી માટે જાઓ, તો નીચેની બાબતો વિષે અગાઉથી શી શી તજવીજ કરી રાખો.

अ બંગાળાના જમીનદારો અને ત્યાંની ખેતી.

ब બહારમાં બૌદ્ધ ધર્મની જાહોજલાલીની સાબીતી આપનારાં સ્થળો.

क આસામના ચાના બગીચા.

ड ઓરિસ્સાની નહેરો અને 'પુરી'નું ધામ.

૧૨ બંગાળા ઘણી ઘાડી વસ્તીવાળો ઇલાકો છે, એનાં કારણો આપો.

# બ્રહ્મદેશ.

**સામાન્ય વર્ણન:**—કુદરતી રીતે બ્રહ્મદેશ હિંદુસ્તાનનો ભાગ નથી, પણ તે હિંદી સામ્રાજ્યનો એક ભાગ છે. હિમાલયના પૂર્વ તરફના ફાંટાઓમાં આવી રહેલો આ પ્રદેશ છે. આ ફાંટાઓ ઉત્તરમાં એકઠા થઇ ગયા છે, ને દક્ષિણમાં છુટા પડે છે. આ ફાંટાઓની વચ્ચે નદીઓની ખીણો છે. બ્રહ્મદેશ અને તળ હિંદુસ્તાનની વચ્ચે ઉંચા પર્વત આવેલા હોવાથી બ્રહ્મદેશ હિંદુસ્તાનથી કુદરતી રીતે છુટો પડી ગયો છે, ને તેને લીધે આ બે દેશના લોકોની ભાષા, ધર્મ તેમજ રીતરિવાજ બહુ જુદા જોવામાં આવે છે.

પર્વતોની મુખ્ય હારો ઉત્તર–દક્ષિણ આવેલી છે, તેથી પૂર્વ–પશ્ચિમ મુસાફરી કરવી મુશ્કેલ પડે છે. અહીં પર્વતને 'યોમા' કહેવામાં આવે છે. પશ્ચિમ તરફની હાર **આરાકાન યોમા** કહેવાય છે, અને પૂર્વ તરફની હાર **પેગુ યોમા** કહેવાય છે. લગભગ પૂર્વ સરહદ પર ટેકરીઓની એક હાર આવેલી છે, અને તે **શાન** ટેકરી કહેવાય છે.

ઉપરની ટેકરીઓની હારની વચ્ચે નદીઓ વહે છે. તેમાંની મુખ્ય નદીઓ **ઇરાવદી, સીતાંગ** અને **સાલવીન** છે. બ્રહ્મદેશની મુખ્ય નદી ઇરાવદી છે. તેને જમણે કિનારે આવેલા પ્રદેશને ભારે વરસાદનો લાભ મળે છે. ડાબા કિનારા પરથી પેગુ યોમા અને શાન ટેકરીઓમાં થઇને નીકળતી નદીઓ ઇરાવદી નદીને મળે છે. ઇરાવદીનું મૂળ નહિ શોધાએલા મુલકમાં **કાચીન** નામની ટેકરીઓના પ્રદેશમાં છે. મેદાન પર આ નદી વહે છે, ત્યારે બીજી નદીઓની માફક પર્વત તેનાથી બહુ દૂર હોતો નથી. તેને પૂર્વ તરફથી મળનારી નદીઓ સુકા પ્રદેશ પર થઇને વહે છે, તેથી ઇરાવદીને ગંગા અથવા સિંધુ સાથે સરખાવી શકાય એમ નથી, તેમજ તેટલી અગત્યની પણ નથી. ઇરાવદીના મુખ આગળનો પ્રદેશ ગંગા નદીના મુખ આગળના પ્રદેશને કેટલીક રીતે મળતો આવે છે. સીતાંગ નદી ઇરાવદી અને સાલવીનની વચ્ચે વહે છે, પણ તે બંને



તિબેટ
આસામ
ચીન
શાન રાજ્ય
માંડાલે
આવા
ભામો
કાથા
પ્રોમ
પેગુ
મોલમીન
હિંદી ચીન
બંગાળાનો ઉપસાગર
દક્ષિણ તરફનું સાંધણ
દ્વીપ સમૂહ
બ્રહ્મદેશ.
G.O.B.D.

કરતાં નાની છે. તેની ખીણુ ફળદ્રુપ પણુ સપાટ છે. સાલ્વીન ઇરાવદી કરતાં મોટી છે, પણુ તેના જેટલી અગત્યની નથી; કારણુ કે તેનું આખુંએ વહેણુ પહાડની પાસે પાસે છે.

**કિનારોઃ**—બ્રહ્મદેશનો કિનારો હિંદુસ્તાનના પ્રમાણુમાં ઘણુા ખાંચા ખાંચાવાળો છે. કિનારા પર **નિગ્રેસ**ની ભૂશિર અગત્યની છે; કારણુ કે તેના વડે ઇરાવદીના મુખ પાસેની **બાસીન**ની ખાડીમાં રહેતાં વહાણોને રક્ષણુ મળે છે. બ્રહ્મદેશના દક્ષિણુના ભાગમાં બંગાળી ઉપસાગરમાં કેટલાક ટાપુઓ છે. તેમાં **આંદામાન** અને **નિકોબાર** અગત્યના છે. જે લોકોને દેશનિકાલની સજા થએલી હોય, તેમને આંદામાન મોકલવામાં આવે છે. આંદામાન ટાપુનું મુખ્ય શહેર **પોર્ટબ્લેર** છે.

**આબોહુવાઃ**—વરસાદની દૃષ્ટિએ આ પ્રદેશને ત્રણુ ભાગમાં વહેંચી શકાય.

(૧) **ઘણુા ભેજવાળો પ્રદેશઃ**—ઇરાવદીનો મુખપ્રદેશ, આરાકાન અને તિનાસરીમને પશ્ચિમ કિનારે આવેલા પ્રદેશ પર પુષ્કળ વરસાદ પડે છે. આ પ્રદેશની સરખામણી મુંબઇ ઇલાકાના પશ્ચિમઘાટની પાસેના પ્રદેશ સાથે કરી શકાય. (૨) **સુકો પ્રદેશઃ**—આ પ્રદેશ આરાકાન યોમાની પૂર્વે અને શાન ટેકરીઓની પશ્ચિમે આવેલો છે. આનો મુકાબલો દક્ષિણુ હિંદના પ્રદેશ સાથે કરી શકાય. બ્રહ્મદેશના કોઇ પણુ ભાગમાં દુકાળ પડે, તો તે આજ ભાગમાં પડે છે. (૩) **સાધારણુ ભેજવાળો પ્રદેશઃ**-મધ્ય બ્રહ્મદેશનો ભાગ સાધારણુ ભેજવાળો પ્રદેશ ગણુાય છે.

**પાકઃ**—ઘણુા વરસાદને લીધે ડાંગરનો પાક પુષ્કળ થાય છે. કુલ ખેતીનો ⅘ ભાગ ડાંગરજ વવાય છે. આ ડાંગર મોટે ભાગે બહારગામ મોકલવામાં આવે છે. જંગલોમાં દરેક જાતનું ઇમારતી લાકડું થાય છે. તેમાં **સાગ** પ્રખ્યાત છે. રબર પણુ વાવવામાં આવે છે. સુકા પ્રદેશોમાં મકાઇ, બાજરી, કઠોળ, તમાકુ, મગફળી, કપાસ,

વગેરે પાકે છે, પણ હજુ બ્રહ્મદેશની ખીલવણી પાકની બાબતમાં બરાબર થઈ નથી. જ્યારે જંગલો કપાશે, અને રસ્તા તથા રેલવેની સગવડ થશે, ત્યારે તેની પેદાશ ઘણી વધશે.

**લોકો**:—અહીંના લોકો મોંગોલિઅન જાતના છે, અને તેઓ **બ્રહ્મી** નામથી ઓળખાય છે. ટેકરીઓમાં ને જંગલોમાં અનાર્ય જાતો વસે છે. લોકો બ્રહ્મી ભાષા બોલે છે, ને બૌદ્ધ ધર્મ પાળે છે. વસ્તી ઘણી આછી છે. હિંદી સામ્રાજ્યમાં વિસ્તારમાં આ મોટામાં મોટો પ્રાંત છે, પણ તેની વસ્તી બીજા પ્રાંતોની વસ્તી કરતાં પ્રમાણમાં ઓછી છે.

**રંગુન**:—બ્રહ્મદેશની રાજધાનીનું શહેર અને બંદર છે. પહેલાં એ બૌદ્ધ ધર્મનું જાત્રાનું સ્થાન હતું. તેમાં બૌદ્ધ ધર્મનું મોટામાં મોટું મંદિર છે, તેને **શ્વે ડેગન** પેગોડા કહે છે. (બૌદ્ધ ધર્મનાં મંદિરોને પેગોડા કહે છે. ) બીજાં શહેરોના પ્રમાણમાં આ શહેરનો વિકાસ આ જમાનાને વધારે આભારી છે. લગભગ ૫૦ વરસમાં તેનો વિકાસ થયો છે. આ વિકાસ તેની પરિસ્થિતિને લીધે થયો છે. ઈરાવદી નદીની ખીણના ફળદ્રુપ પ્રદેશનો બધો વ્યાપાર આ બંદર મારફત ચાલે છે, અને બ્રહ્મદેશનો ૯૦ ટકા વ્યાપાર તેની મારફત ચાલે છે. ચોખાની નિકાસને માટે દુનિયામાં આ સૌથી મોટું બંદર છે. તેની અડધી વસ્તી પરદેશીઓથી ભરેલી છે. તેમાં ખાસ કરીને હિંદીઓ અને ચીનાઓ છે.

**માંડલે**:—કાયદા પ્રમાણે શહેર ગણી શકાય એવું રંગુન સિવાય આ એકલુંજ શહેર છે. તે જુના વખતમાં બ્રહ્મી રાજાઓની રાજધાનીનું શહેર હતું. છેલ્લો બ્રહ્મી રાજા **થીબો** નામે હતો.

## કૃતિ.

૧ બ્રહ્મદેશનો નકશો દોરી તેમાં ઉંચી—નીચી જમીન બતાવો.

૨ રંગુન બંદરેથી ગુજરાતમાં કયો માલ આવતો હશે તે જણાવો.

૩ કલકત્તા સાથે રંગુનનો મુકાબલો કરો.

# સંયુક્ત પ્રાંતો.

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંતોમાં હાલ **આગ્રા** અને **અયોધ્યા**-ના પ્રાંતોનો સમાવેશ થાય છે. પહેલાં તે **વાયવ્ય પ્રાંતો** કહેવાતા હતા. ગંગા, જમના અને તેમને મળનારી નદીઓના ફળદ્રુપ પ્રદેશનો આ ભાગ છે. આ પ્રદેશની ઉત્તરે તેમજ દક્ષિણે પર્વતો છે. વચ્ચે ફળદ્રુપ મેદાન છે. બંગાળા કરતાં આ પ્રદેશની હવા વધારે ઠંડી ને ઓછી ભેજવાળી છે. બંગાળા કરતાં આ પ્રાંતમાં વરસાદ ઓછો પડે છે. ગંગા અને જમનામાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે, તેને લીધે પાકને ફાયદો થયો છે. આ પ્રાંત પાકમાં ફક્ત બંગાળા કરતાં ઉતરતો છે, પણ બીજા પ્રાંતો કરતાં ચઢિઆતો છે. લોકોની ભાષા **હિંદી** છે.

**મુખ્ય પાક:**—ઘઉં, જવ, શેરડી, અફીણ, ડાંગર, કપાસ, તેલી બીઆં ને ગળી થાય છે. હિમાલયની ટેકરીઓની બાજુ પર થોડી ચા પણ ઉગાડવામાં આવે છે.

**પરિસ્થિતિ:**—આ પ્રદેશમાં **આર્યોની** વસાવત પહેલેથીજ થએલી, તેથી હિંદુઓનાં જાત્રાનાં ઘણાં ધામ અહીં છે. મોટાં મોટાં શહેરો અને ઐતિહાસિક રાજધાનીનાં મથકો આમાં છે. કોઇ પણ પ્રાંત કરતાં આ પ્રાંતમાં મોટાં શહેરોની સંખ્યા વધારે છે.

**અલાહાબાદ:**—પ્રાંતનું મુખ્ય શહેર ગંગા, **જમના** અને **સરસ્વતી**ના સંગમ પર આવેલું હોઇ અહીં '**ત્રિવેણી સંગમ**' ગણાય છે, અને હિંદુઓની જાત્રાનું ધામ છે. તેનું બીજું નામ **પ્રયાગ** છે. તે બહુ પુરાણું શહેર છે. **અકબર** પાદશાહે તેનું નામ **અલાહાબાદ** પાડયું હતું. તેનો કિલ્લો પણ તેણે બંધાવ્યો છે. તેમાં ખાસ ઉદ્યોગો નથી, પણ તે અગત્યનું રેલવે મથક હોવાથી તેની મારફતે ઘણો વહેવાર ચાલે છે.

## હિંદુસ્તાનનું ફળદ્રુપ મેદાનઃ ગંગા-જમનાનો દોઆબ.




આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

**બનારસઃ**—આ બહુ મોટું શહેર છે, અને હિંદુઓનું જાત્રાનું પ્રાચીન ધામ અને વિદ્યામંદિર છે. એને **વારાણસી** અને **કાશી** પણ કહે છે. હિંદુ ધર્મનું તે સૌથી મોટું મથક છે. જેવી રીતે દિલ્હીનો ઇતિહાસ વાંચવાથી હિંદુસ્તાનનો ઇતિહાસ માલમ પડે છે, તેવી રીતે બનારસના ઇતિહાસનો અભ્યાસ કરવાથી હિંદુધર્મ અને વેદાંતનો ઇતિહાસ માલમ પડે છે. સેંકડો જાત્રાળુઓ દરરોજ ત્યાં જાય છે, અને ગંગા નદીમાં નાહી પવિત્ર થાય છે. તેમાં સેંકડો મંદિરો છે, અને અનેક સાધુ–સંન્યાસીઓ ત્યાં માલમ પડે છે. અનેક દાનવીરોએ ધર્મની ખાતર મકાનો અને ઘાટો બંધાવેલા છે, તે બધાની શોભા ઘણીજ દેખાય છે. શહેરથી થોડે દૂર, '**બનારસ હિંદુ યુનિવર્સિટી**' આવે છે, ને ત્યાં ઉંચી કેળવણી આપવામાં આવે છે. શહેરની મુખ્ય આવક જાત્રાળુઓની અવરજવરને લીધે છે. તે ઉપરાંત તાંબાપિત્તળનાં વાસણો ઉપરની નકશી, રેશમી કાપડ, ઘરેણાં અને રમકડાં વગેરે બને છે. "સુરતનું જમણ ને કાશીનું મરણ"–એટલે કે કાશીમાં મરવાથી મોક્ષ મળે છે એમ મનાય છે; આમ હિંદુઓ કાશીને '**મુક્તિપુરી**' પણ ગણે છે.

**કાનપુરઃ**—આ શહેરની પ્રગતિ આ જમાનાના ઉદ્યોગોને લઈને થઈ છે. તે જમના અને ગંગા નદીના દોઆબની ફળદ્રુપ જમીનની લગભગ મધ્યમાં ગંગા નદી પર આવેલું છે. ઉત્તર હિંદુસ્તાનની પાંચ મુખ્ય રેલવેનું આ જંકશન છે. ચામડાનાં કારખાનાં, સુતરના મીલો, ઊનની મીલો, શણની મીલ, ખાંડનું કારખાનું, બ્રશનું કારખાનું અને રસાયણિક કારખાનાં એની અંદર આવેલાં છે. ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે કેટલાંક બાળકો અને સ્ત્રીઓની કતલ અહીં થઇ હતી.

**આગ્રાઃ**—જમના નદીને કાંઠે સુંદર મકાનોનું શહેર છે. અકબર અને શાહજહાંના વખતમાં તે રાજધાનીનું શહેર હતું. શાહજહાંનો

બંધાવેલો તાજમહેલ જોવા લાયક છે, અને તે દુનિયામાં સૌથી સુંદર મકાન છે. આગ્રાનો કિલ્લો અને સિકંદરા જ્યાં અકબરની કબર છે, તે સ્થળ જોવા લાયક છે. આગ્રાથી થોડે દૂર ફતેહપુર સીકી છે. ત્યાંનાં મકાનો પણ જોવા લાયક છે. આરસપહાણની અંદરના કોતરકામના નમુના હજુ પણ ત્યાં સારા બનાવે છે.

**બરેલી**:—રોહિલખંડમાં લશ્કરી છાવણીનું મથક છે. અહીં ખાંડ બનાવવાનું કામ મોટા પાયા પર ચાલે છે.

**મીરત**:—લશ્કરી છાવણીનું મથક છે.

**હરદ્વાર**:—અહીં ગંગા નદી પર્વતના પ્રદેશમાંથી નીચે ઉતરી મેદાનમાં દાખલ થાય છે. તે હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે. દર વરસે હજારો યાત્રાળુઓ અહીં એકઠા થાય છે, અને બાર વરસે મોટો મેળો (કુંભનો મેળો) ભરાય છે.

**મસુરી**:—ઉત્તર હિંદુસ્તાનનું હવા ખાવાનું સ્થળ છે.

આ પ્રાંતમાં વસ્તીમાં નાનાં પણ બીજી રીતે અગત્ય ધરાવતાં સ્થળો પણ ઘણાં છે.

**મથુરા**:—આગ્રાથી થોડે દૂર શ્રીકૃષ્ણની જન્મભૂમિ છે, ને તેની પાસે ગોકુળ અને વૃંદાવન આવેલાં છે. આ ત્રણે સ્થળોનો સંબંધ શ્રીકૃષ્ણ ભગવાન સાથે હોવાથી તેમને હિંદુઓ પવિત્ર માને છે. આ જગામાં મોટી મોટી ધર્મશાળાઓ આવેલી છે, તેમાં જાત્રાળુઓ રહે છે. શ્રીકૃષ્ણની જિંદગી જોડે સંબંધ ધરાવતી ઘણી જગાઓ અહીં બતાવવામાં આવે છે. આ શહેર જમના નદીને કિનારે છે.

**અયોધ્યા**:—રામના જીવન જોડે સંબંધ હોવાથી આ સ્થળ પણ પવિત્ર મનાય છે.

**અલીગઢઃ**—તેમાં મુસલમાની કોલેજ છે.

**નૈનિતાલઃ**—હિમાલયની અંદર આવેલા એક સુંદર સરોવરની આસપાસ આવેલું હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં સરકારી અમલદારો અહીં જાય છે.

**રૂરકીઃ**—પહેલાં તો આ નાનું ગામડું જ હતું, પણ પાછળથી તેની પાસેથી નહેર કાઢવામાં આવી, ત્યારથી તે મોટું થવા લાગ્યું છે. તેમાં ઈજનેરોને માટે મોટામાં મોટી કોલેજ છે.

---

## દેશી રાજ્યો.

**રામપુરઃ**—આ રાજ્ય રોહિલખંડમાં આવેલું નાનામાં નાનું છે. વોરન હેસ્ટિંગ્સે રોહિલાઓને હરાવ્યા ત્યારપછી આ રજ્યને રક્ષણ આપવામાં આવ્યું હતું. તેમાં રામગંગા નામે નદી આવેલી છે, અને પ્રદેશ ફળદ્રુપ છે. તેમાં રામપુરી ચાદર તરીકે ઓળખાતી સુંદર શાલો બને છે. માટીકામ પર જાત જાતના રંગ અહીં કરવામાં આવે છે. તરવારો, ચપ્પુ, છરી, વગેરે અહીં થાય છે. તેની રાજધાની **રામપુર** છે, તેમાં નવાબ રહે છે. અહીં જુના વખતનું પુસ્તકાલય છે; તેમાં જુના વખતનાં પુસ્તકો છે.

**તેહરીઃ**—એનું બીજું નામ ગઢવાળનું રાજ્ય કહેવાય છે. આ રાજ્યની હદ હિમાલયના પ્રદેશમાં આવેલી છે, અને તેમાં ગંગા અને જમના નદીનાં મૂળવાળાં **ગંગોત્રી** અને **જન્મોત્રી** શિખરો આવેલાં છે. આ રાજ્ય પહાડમાં હોવાથી શહેરો નથી, અને વસ્તી આછી છે.

---

## દિલ્હી પ્રાંત.

હિંદુસ્તાનની હાલની રાજધાની **દિલ્હી** ઠર્યું, ત્યાર પછી આ પ્રાંત જુદો પાડવામાં આવ્યો છે. આ સૌથી નાનામાં નાનો પ્રાંત છે. તેનું મુખ્ય શહેર દિલ્હી છે.

**દિલ્હીઃ**—આખા હિંદુસ્તાનનું રાજધાનીનું મુખ્ય શહેર છે, તેમજ આ પ્રાંતનું પણ રાજધાનીનું શહેર છે. તે જમના નદીને કિનારે આવેલું છે. આ શહેર પ્રાચીન સમયથી ઘણી શહેનશાહતોની રાજધાની હતું. પાંડવોના સમયમાં તે **હસ્તિનાપુર** અને **ઈંદ્રપ્રસ્થ** તરીકે ઓળખાતું હતું એમ કહેવાય છે. પૃથ્વીરાજના સમયનાં ચિહ્નો હજુ ત્યાં જોવામાં આવે છે. જે જે મુસલમાન વંશની ગાદીઓ દિલ્હીમાં થએલી, તે દરેકનાં બાંધકામ ત્યાં માલમ પડે છે. મોગલ સમયના મહેલો, રોજાઓ, મસીદો, અને કિલ્લો તથા **કુતુબ-મિનાર** જોવા લાયક છે. દિલ્હી રાજધાની થયા પછી **નવું દિલ્હી** બાંધવામાં આવ્યું છે. તેમાં સરકારી અમલદારોની ઓફિસો અને વાઇસરોય સાહેબનો મહેલ વગેરે છે. તેમાં રસ્તા ઘણા પહોળા અને મકાનો નવી ઢબનાં બાંધવામાં આવેલાં છે.

---

### કૃતિ.

૧ સંયુક્ત પ્રાંતોની ભૂતળરચનાનો નકશો દોરો.

૨ તમારા ગામથી દિલ્હી અને બનારસ જવા માટેના રેલવે માર્ગોનો નકશો બનાવો.

૩ સંયુક્ત પ્રાંતોનો નકશો દોરી તેમાં પવિત્ર સ્થળો બતાવો.

૪ સંયુક્ત પ્રાંતોમાં મોટાં શહેરોની સંખ્યા વધારે હોવાનું શું કારણ છે તે જણવો.

૫ સંયુક્ત પ્રાંતોના પ્રદેશમાં રેલવેના માર્ગો બીજા પ્રાંતોના પ્રમાણમાં વધારે કેમ છે?

---

# રજપુતાના.

**સામાન્ય વર્ણન:**—રજપુતાનાનો સામાન્ય આકાર ચોરસ જેવો છે, ને તેના ચાર ખુણા ચાર દિશાઓ તરફના છે. વચ્ચોવચ **અરવલ્લી** પર્વત આડો પડેલો છે, તેથી રજપુતાનાના બે મુખ્ય ભાગ પડે છે, પણ તે બંને ભાગ સરખા નથી. (૧) અરવલ્લીની વાયવ્યમાં આવેલો ભાગ લગભગ **રણનો પ્રદેશ** છે, અને તે લગભગ ⅗ ભાગ છે; (૨) અરવલ્લીના અગ્નિ ખુણામાં આવેલો બીજો ભાગ વધારે ફળદ્રુપ છે, ને તે **માળવાના ઉચ્ચ પ્રદેશનો** ભાગ છે.

આ પ્રદેશમાં અરવલ્લી એકલો પર્વત છે. તેનો એક ફાંટો **મહી**-ની ટેકરીઓ છે, ને તે લગભગ વિંધ્યાચળ સુધી પહોંચે છે. વાયવ્ય કોણના ભાગમાં **લુણી** એકજ નદી છે, ને તે કચ્છના રણને મળે છે. તેનું પાણી લૂણ જેવું ખારૂં છે, અને તે પણ ઉનાળામાં તો સુકાઇ જાય છે. અગ્નિ કોણના ભાગમાં **ચંબલ** ને તેને મળનારી **બનાસ** અને બીજી નદીઓ છે. **સાબરમતી** અને **મહી** રજપુતાનાની હદમાં થઈને નીકળે છે, પણ તેનો ખરો લાભ ગુજરાતને મળે છે.

જયપુરની પાસે **સાંબર** સરોવર છે. તેનું પાણી ખારૂં છે, અને તેમાંથી દર વરસે લાખો રૂપીઆનું મીઠું પકવવામાં આવે છે.

અરવલ્લીના વાયવ્ય ભાગમાં વરસાદ ઘણોજ ઓછો પડે છે, ને જેમ જેમ અરવલ્લીથી દૂર જતા જઇએ છીએ, તેમ તેમ જમીન રણ જેવી થતી જાય છે. અરવલ્લીથી અગ્નિ કોણના ભાગમાં વરસાદ સાધારણ પડે છે.

આ પ્રદેશમાં તળાવો નથી, અને કુવા પણ કેટલીક વખત ૩૦૦ ફુટ જેટલા ઉંડા હોય છે; તેથી કોસમાંથી જ્યારે પાણી કાઢવામાં આવે છે, ત્યારે બળદ સાથેનો માણસ એટલો દૂર ગએલો હોય છે, કે તેને ઢોલ વગાડીને ખબર આપવામાં આવે છે.

## હિંદુસ્તાનના ઉત્તર-પશ્ચિમના પ્રદેશો.



બલુચિસ્તાન, વાયવ્ય સરહદનો પ્રાંત, કાશ્મીર, પંજાબ, અને રજપુતાના.

આ પ્રદેશની જમીનમાં કંઇ ખાસ ઉગતું નથી. ફક્ત બાજરી ઉગે છે, અને લુણી નદીના કિનારા પાસે ઘઉં અને જવ થાય છે. લોકો ઢોર, ઘેટાં, બકરાં, ઊંટ વગેરે ચરાવીને પોતાનું ગુજરાન ચલાવે છે, ને ઘાસચારાની શોધ માટે એક જગાએથી બીજી જગાએ ફરતા રહે છે. અગ્નિ કોણના ભાગમાં તેલી બીઆં, બાજરી, ઘઉં ને જવ પાકે છે, અને સારી જમીનમાં શેરડી, કપાસ ને અફીણ થાય છે.

રજપુતાના તેના નામ પ્રમાણેજ રજપુતોનો મુલક છે. તેમાં જુદાં જુદાં રાજ્યો છે, અને તે બધાં રાજ્યો અંગ્રેજ સરકારના તાબાનાં છે. અંગ્રેજ સરકાર તરફથી દેખરેખ રાખવાને માટે એજંટ ટુ ધ ગવર્નર જનરલ અજમેરમાં રહે છે.

રજપુતાનાનાં બધાં સંસ્થાનોનાં નામ તેમની રાજધાનીનાં શહેર પરથી પડેલાં છે. મુસલમાનો આવ્યા અને ઉત્તર હિંદુસ્તાનમાંથી રજપુતોની સત્તા ગઈ, તે વખતે સ્વતંત્ર રહેવા ઇચ્છતા રજપુતો આ પ્રદેશમાં આવી વસેલા, તેથી મૂળ પુરુષોએ બચાવની ખાતર ટેકરા અથવા પર્વતની ટોચ પરજ પોતાનાં રહેઠાણ રાખેલાં હતાં. આ રહેઠાણ રાજધાનીનાં મથક બન્યાં, તેથી રજપુતાનાનાં મુખ્ય શહેરો ટેકરી પરજ આવેલાં છે, અને તે કિલ્લા રૂપે છે. દરેક શહેરની આસપાસ કોટ પણ છે. આ પ્રદેશમાં આરસપહાણ ને બીજી જાતના પત્થર ઘણા મળી આવે છે, તેથી શહેરોની અંદર બાંધકામમાં આ પત્થર ઘણા વપરાય છે, એટલે શહેરો સુંદર દેખાય છે.

જયપુરઃ—હિંદુ લોકોએ બાંધેલાં શહેરોમાં આ એક સુંદર શહેર છે. તેમાં વેધશાળા, રામનિવાસ બાગ ને સંગ્રહસ્થાન જોવા જેવાં છે. તે જયપુર રાજ્યનું મુખ્ય શહેર છે. શહેરથી થોડે દુર જુની રાજધાની આમેરનો કિલ્લો છે.

**ઉદેપુરઃ**—સૌથી ઉંચા કુળના ગણાતા સૂર્યવંશી રાણાની રાજધાનીનું શહેર છે. સ્વતંત્રતાને માટે રાણો **પ્રતાપ** લડેલો હોવાથી અને તે વંશના કોઈએ મુસલમાનને કન્યા નહિ આપેલી હોવાથી હિંદુઓ તે વંશના રાણા તરફ માનની નજરે જુએ છે. આ શહેર એક સરોવરની અંદરના ટાપુ પર બાંધેલું છે, અને તે સરોવરની આસપાસ જંગલથી છવાએલી ટેકરીઓ છે, તેથી ત્યાંનો દેખાવ ઘણોજ રમણીય લાગે છે. રાણાનો મહેલ આરસથી બાંધેલો છે, અને તેમાં ઘણા મોર ફરતા માલમ પડે છે. સરોવરમાં આવેલા **જગમંદિર** અને **જગનિવાસ** નામના બે મહેલોમાં ઉત્તમ પ્રતિનું ચિત્રકામ જોવા લાયક છે.

**ચિતોડઃ**—ઉદેપુરથી થોડે દૂર આ રાજ્યની જુની રાજધાનીનું શહેર **ચિતોડ** છે. તે ઐતિહાસિક હોવાથી જોવા લાયક છે. ચિતોડનો કિલ્લો ઘણો મજબુત છે. 'ગઢ તો **ચિતોડગઢ,** ઓર સબ ગઢીઆં' એ ઉક્તિ ત્યાં ચાલે છે.

**એકલિંગજી** અને **શ્રીનાથજીઃ**—ચિતોડથી થોડે દૂર સૂર્યવંશી રાણાઓના ઇષ્ટદેવ **એકલિંગજી**નું શિવાલય છે, અને તેની પાસે વૈષ્ણવોની જાત્રાનું **શ્રીનાથજી**નું ધામ છે.

**જોધપુરઃ**—રજપુતાનાના મોટામાં મોટા રાજ્યની રાજધાની છે, પણ તે રાજ્યમાં વસ્તી ઘણી આછી છે. તેનો કિલ્લો રજપુતાનામાં સૌથી સુંદર દેખાય છે.

**બિકાનેરઃ**—બિકાનેરના રાજ્યની રાજધાની છે. આ રાજ્યમાં પાણીની ઘણી તાણ હતી, તેથી રાજાએ થોડા વખત ઉપર અંગ્રેજ સરકાર જોડે મસલત કરીને **સતલજ** નદીમાંથી મોટી નહેર ખોદાવી છે. આ નહેરની યોજનાથી લગભગ સાડાત્રણ લાખ એકર જમીનમાં પાણી મળી શકે એમ બન્યું છે.

## અજમેર–મ્હેરવાડા.

**સામાન્ય વર્ણનઃ**—રજપુતાના એજન્સિમાં બહુજ નાનો સરખો બ્રિટિશ મુલક આવેલો છે, તે અજમેર—મ્હેરવાડા પ્રાંતને નામે ઓળખાય છે. તે એક જિલ્લા જેટલા ક્ષેત્રફળવાળો પણ નથી.

**અજમેરઃ**—એમાં રજપુતાના એજન્સિનો **એજંટ ટુ ધ ગવર્નર જનરલ** રહે છે, અને રાજકુમારોને ભણાવવા માટેની એક કોલેજ છે. શહેરમાં **ખ્વાજાપીર સાહેબ**ની દરગા છે, ત્યાં મેળો ભરાય છે, ને ઘણા મુસલમાનો જાત્રાએ જાય છે. અજમેરની પાસે **પુષ્કરજી**નું સ્થળ છે. તેમાં **બ્રહ્મા**નું મંદિર છે. તે હિંદુઓનું જાત્રાનું ધામ છે.

---

## પંજાબ.

**સામાન્ય વર્ણનઃ**—પંજાબનો અર્થ પાંચ નદીઓનો મુલક એવો થાય છે, અને એ નામ પ્રમાણેજ તેની સ્થિતિ છે. પંજાબની જમીનને ત્રણ ભાગમાં વહેંચી શકાયઃ (૧) **ઉત્તરનો પહાડી પ્રદેશ,** (૨) **વાયવ્યનો ઉચ્ચ પ્રદેશ,** અને (૩) **મેદાનોનો પ્રદેશ.**

**(૧) પહાડી પ્રદેશઃ**—આ પ્રદેશમાં હિમાલયનાં બરફથી ઢંકાએલાં શિખરો અને તેમાંથી નીકળતી **હિમસરિતાઓ** માલમ પડે છે. આ પ્રદેશમાં ઉત્તર ધ્રુવના પ્રદેશ જેવી વનસ્પતિ થાય છે. ત્યાં વસ્તી બહુજ આછી છે. નીચી ટેકરીઓના પ્રદેશોમાં **શિવાલિક** પર્વત મુખ્ય છે. તેની પાસે એક સાંકડી પટી છે. તેમાં વરસાદ પણ સારો પડે છે, અને ટેકરીઓમાંથી નીકળતા ઝરાઓને લીધે પાણીની સગવડ સારી છે, તેથી તે ભાગમાં વસ્તી સારી છે.

(૨) **ઉચ્ચ પ્રદેશઃ**—આ પ્રદેશમાં ટેકરીઓ સિવાય વરસાદ પડતો નથી, તેમજ તેમાં નદીઓ કે નહેરો નથી, તેથી એ રણ જેવોજ છે.

(૩) **મેદાનોનો પ્રદેશઃ**—ખરી રીતે આજ પ્રદેશ **પંજાબ** એટલે '**પાંચ નદીઓનો મુલક**' છે. સિંધુ અને તેને મળનારી નદીઓએ આણેલા કાંપને લીધે આ પ્રદેશ ફળદ્રુપ બનેલો છે. આ નદીઓમાંથી નહેરો પણ કાઢેલી છે, તેથી કેટલાક પ્રદેશમાં વરસાદની અછત હોવા છતાં પણ પાક સારો થાય છે.

અહીંની હવા સુકી હોવાથી ઉનાળામાં બહુ તાપ પડે છે. ને શિઆળામાં બહુ ટાઢ પડે છે. અહીં ચોમાસામાં અને શિઆળામાં એમ બે વખત વરસાદ પડે છે. હિમાલયના પ્રદેશમાં વરસાદ વધારે પડે છે, અને બાકીના ભાગમાં ઓછો પડે છે.

**નહેરોઃ**—આ પ્રાંતમાં નહેરોનું કામ બહુજ મોટા પાયા પર કરવામાં આવેલું છે. દુનિયાના કોઈ પણ દેશમાં એના જેવું નહેરોનું કામ નથી. લગભગ ખેડાતી બધી જમીનના પાકનો આધાર કૃત્રિમ નહેરો ઉપર છે.

**પાકઃ**—પંજાબનો મુખ્ય પાક ઘઉં અને જવ છે. હિંદુસ્તાનના મુખ્ય પાકો પણ થોડા ઘણા ત્યાં થાય છે. કાંગરાની ખીણમાં ચા થાય છે.

**લાહોરઃ**—**રાવી** નદી પર આવેલું પ્રાંતનું મુખ્ય શહેર છે. તેમાં બહુ ઉદ્યોગો થતા નથી. ફક્ત સોનેરી–રૂપેરી પીતનું કામ સારૂં થાય છે. પંજાબ યુનિવર્સિટિનું એ મુખ્ય મથક છે. શહેરમાં કેટલીક કોલેજો, હાઈકોર્ટ, સંગ્રહસ્થાન, અને જાહેર બાગ આવેલાં છે. મોલનો ભાગ ઘણો સુંદર છે. રાવીને કિનારે જહાંગીર અને નૂરજહાનના રોજા છે. '**શાહલે મહાલ**' બાગ અતિ મનોરંજક છે.

**અમૃતસરઃ**—તેનો અર્થ **અમર સરોવર** એવો થાય છે. એ **સીખ** લોકોનું જાત્રાનું ધામ છે, અને પવિત્ર સરોવરની આસપાસ આ શહેર આવેલું છે. એમાં સીખોનું '**ગુરુદ્વાર**' અને '**સુવર્ણ મંદિર**' તથા '**ખાલસા કૉલેજ**' આવેલાં છે. અફઘાનિસ્તાન અને કાશ્મીરના વેપારના માર્ગમાં વચ્ચે આવેલું હોવાથી તે અગત્યનું વેપારી સ્થળ બન્યું છે. તેમાં કાશ્મીરી શાલ અને ગાલીચા સારા બને છે.

**લશ્કરી મથકોઃ**—વાયવ્ય સરહદનો પ્રાંત જુદો પાડવામાં આવ્યો, ત્યાં સુધી અફઘાનિસ્તાનની જોડેજ સરહદ પર આ પ્રાંત આવેલો હતો, તેથી હિંદુસ્તાનના બચાવ માટે ઘણાં લશ્કરી થાણાં આ પ્રાંતમાં છે. **અમૃતસર, મીયાનમીર, અંબાલા, લુધિઆણા, જાલંધર, શિઆળકોટ** વગેરે સ્થળે લશ્કર રાખવામાં આવે છે.

**હવા ખાવાનાં સ્થળો**—

**સીમલાઃ**—ઉનાળામાં વાઈસિરોય સાહેબનો મુકામ ત્યાં રહે છે. તેની પાસે **કસાવલીની** ટેકરી છે, ત્યાં હડકાયાં કુતરાં કરડયાં હોય, તેવા માણસોની સારવાર માટેનું દવાખાનું છે. વળી **ધરમપુરની ટેકરી** પર ક્ષય રોગીઓને રાખવા માટે સગવડ છે.

**મરીઃ**—રાવળપિંડીથી જવાય છે, ને તે પણ હવા ખાવાનું મથક છે.

---

## દેશી રાજ્યો.

પૂર્વના મેદાનમાં કેટલાંક સીખ અને મુસલમાની રાજ્યો છે. તેમાં **પતિઆલા, જિંદ, નભા** એ મુખ્ય સીખ રાજ્યો છે. **સીમલાની ટેકરીનાં સંસ્થાનોમાં** ઘણાં નાનાં રાજ્યો આવેલાં છે.

**ભાવલપુરઃ**—મોટામાં મોટું મુસલમાની રાજ્ય છે. તે રજપુતાના અને પંજાબની વચ્ચે આવેલું છે. તેનો પ્રદેશ રણના જેવો હોવાથી વસ્તી ઘણી આછી છે.

---

# વાયવ્ય સરહદનો પ્રાંત.

નામ પ્રમાણે આ પ્રાંત હિંદુસ્તાનની વાયવ્ય સરહદે આવેલો છે. આ પ્રાંત એક તરફ **સિંધુ નદી**, અને બીજી તરફ **હિંદુકુશ** અને **સુલેમાન** પર્વતની વચ્ચે આવેલો છે. આ પર્વતો હિંદુસ્તાનની કુદરતી સરહદ છે. આ પ્રાંતમાંની લગભગ ત્રીજા ભાગની જમીન બ્રિટિશ સરકારના તાબાની છે, અને બાકીની પઠાણ ટોળીઓના તાબાની છે. આ ટોળીઓ **ચીફ કમિશનર**ના તાબામાં છે. સિંધુ નદીને કિનારે પૂર્વ તરફનો મુલક અંગ્રેજ સરકારને તાબે છે, અને પશ્ચિમ તરફનો ટેકરીઓ પાસેનો મુલક જુદી જુદી ટોળીઓના તાબામાં છે.

આ પ્રાંતમાં ઘણી નદીઓ છે, અને બધી નદીઓ સિંધુને મળે છે. દરેક નદીની ખીણમાંથી અફઘાનિસ્તાન જવાના ઘાટ છે. હવામાં પણ ફેરફાર પડે છે. મેદાનના ભાગ તે હિંદુસ્તાનમાં સૌથી ગરમ ભાગ છે. વળી પર્વત પરનો ભાગ ઉનાળામાં સાધારણ હવાવાળો છે, જ્યારે શિઆળામાં ઘણો ઠંડો છે. હવા સુકી છે, તેથી શિઆળામાં ઘણી ઠંડી ને ઉનાળામાં ઘણી ગરમી હોય છે.

વરસાદ ઓછો પડે છે. મુખ્ય પાક ઘઉં અને જવ છે. મકાઇ, બાજરી, ને જુવાર પણ વાવવામાં આવે છે; માત્ર થોડાક ભાગમાં કપાસ થાય છે. દ્રાક્ષ, પીચ, આલુ, જામફળ, અંજીર, દાડમ, તરબુચ અને ખજુર એ મુખ્ય ફળ થાય છે. એમાં દાડમનો પાક મુખ્ય છે, ને તે હિંદુસ્તાનમાં ઘણે ભાગે મોકલવામાં આવે છે.

કોહાટની પાસે મીઠું ખોદી કાઢવામાં આવે છે. ગરમ ધાબળા, કામળીઓ, રેશમી કાપડ, માટીનાં વાસણ અને ટોપીઓની બનાવટ એ મુખ્ય ઉદ્યોગો છે.

આ પ્રાંત એશિઆમાંથી આવવાનો હિંદુસ્તાનનો દરવાજો હોવાથી હિંદી સામ્રાજ્યના રક્ષણ માટેના **કિલ્લાઓ** અને **લશ્કરી છાવણીઓ** આ પ્રાંતમાં ઘણીજ છે.

**પેશાવરઃ**—આ પ્રાંતનું મુખ્ય શહેર ખાઈબરઘાટમાં પેસવાના માર્ગથી દસ માઈલ દૂર છે. તે ઘણું પ્રાચીન શહેર છે, અને હિંદુસ્તાનના ઇતિહાસમાં દરેક સમયે તે પ્રખ્યાત થએલું છે; કારણ કે ખરી રીતે તેને હિંદુસ્તાનનો દરવાજો કહી શકાય. તે મધ્ય એશિઆના વ્યાપારના માર્ગ પર આવેલું છે. કાબુલ અને બુખારામાંથી કેટલાએ કાફલા કાચું રેશમ, કાચું ઊન, દ્રાક્ષ, લીલા અને સુકા મેવા, સોનેરી અને રૂપેરી ફીત, ચામડાં અને સાદડીઓ લઈને આવે છે, અને અહીંથી સુતરાઉ કાપડ, રેશમી કાપડ, ખાંડ, મીઠું, ચા અને મશાલા લઈને જાય છે. અહીં મોટું લશ્કર રાખવામાં આવે છે.

**જમરૂદઃ**—પેશાવરથી આવતી રેલવેના નાકા ઉપર ખાઈબરઘાટ પુરો થાય છે, તેજ જગાએ લશ્કરી છાવણીનું મથક છે.

**ડેરાઇસ્માઇલખાનઃ**—ગોમલઘાટમાંથી આવતા અફઘાન કાફલાઓ અહીં થઈને પસાર થાય છે. વળી તે લશ્કરી છાવણીનું મથક છે.

---

## કાશ્મીર.

**સામાન્ય વર્ણનઃ**—હિંદુસ્તાનની સૌથી ઉત્તરે આવેલું આ દેશી રાજ્ય છે. પર્વત અને ખીણોનો બનેલો આ ઘણોજ સુંદર પ્રદેશ છે. વચ્ચોવચ કાશ્મીરની ખીણ આવેલી છે, જે દરીઆની સપાટીથી ૬,૦૦૦ ફીટ ઉંચી છે. તેના પર હંમેશાં લીલોતરી રહે છે આ ખીણની આસપાસ બરફથી ઢંકાએલાં શિખરો છે; તેથી તેનો દેખાવ એક લીલમની વીંટીની આસપાસ મોતી જડયાં હોય એવો દેખાય છે.

ઉનાળામાં કેટલાએ લોકો કાશ્મીરમાં સહેલ કરવા જાય છે, અને તેનો દેખાવ ઘણો સુંદર હોવાથી તેને દુનિયાનું સ્વર્ગ કહેવામાં આવે છે. કાશ્મીરના રાજા હિંદુ છે, પણ ત્યાંની વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો છે. અહીં યુરોપમાં થતા દરેક જાતના મેવા થાય છે.

**શ્રીનગરઃ**—રાજધાનીનું શહેર **ઝેલમ** નદી પર આવેલું છે. આ ઘણું રમણીય શહેર છે, અને શેરીઓમાં રસ્તાને બદલે પાણીની નહેરો આવેલી છે, તેથી શહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં હોડીઓ વડે જવાય છે. પહેલાં અહીંઆં ઘણીજ સુંદર શાલો બનતી હતી, પણ હવે એ ઉદ્યોગ પડી ભાંગ્યો છે. ગાલીચાનું કામ સારૂં બને છે.

**જમ્મુઃ**—શિઆળામાં કાશ્મીરના મહારાજા અહીંઆં રહે છે.

---

## બલુચિસ્તાન.

આ પ્રાંત સૌથી પશ્ચિમનો પ્રાંત છે. કુદરતી રીતે આ પ્રાંત હિંદુસ્તાનનો ભાગ નથી, પણ એ બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ છે. આ પ્રાંતમાં લીલોતરી વગરના સુકા પહાડ, રેતાળ રણ અને પત્થરીઆં મેદાનો છે. હવા ઉનાળામાં ઘણી ગરમ અને શિઆળામાં ઘણી ઠંડી છે. વરસાદ અનિશ્ચિત અને ઓછો છે. આ પ્રાંતમાં ત્રણ ભાગ છે. (૧) **બ્રિટિશ બલુચિસ્તાન**, (૨) **એજન્સિ**, અને (૩) **દેશી રાજ્ય.**

**કવેટાઃ**—બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શહેર છે. તે દરીઆની સપાટીથી ૫,૫૦૦ ફુટની ઉંચાઇએ આવેલી ખીણમાં આવેલું છે. તે **બોલનઘાટ**ના નાકા પર આવેલું લશ્કરી મથક છે, અને તેમાં મજબુત કિલ્લો છે.

## કૃતિ.

૧ પંજાબની ભૂતળરચનાનો નકશો દોરો.

૨ પંજાબથી કયો માલ પરદેશ જતો હશે, અને તે કયા બંદરેથી ચઢતો હશે ?

૩ પંજાબ તેમજ બંગાળા તેમની નદીઓની પ્રસાદી છે, તે ઉક્તિનું સમર્થન કરો. તેમની નદીઓના ઉપયોગના સંબંધમાં એ બંને પ્રાંતોમાં શો તફાવત છે, તે જણાવો.

૪ હિંદુસ્તાનની વાયવ્ય સરહદ તરફ લશ્કરી અગત્યની રેલવેઓ કઇ હશે, તે નકશા પર બતાવો. તે નકશામાં અગત્યનાં લશ્કરી મથકો બતાવો.

૫ તમારા ગામથી શ્રીનગર જવાનો માર્ગદર્શક નકશો દોરો.

૬ અમદાવાદથી શ્રીનગર સુધી જવા માટેનો આનંદપર્યટનનો કાર્યક્રમ ગોઠવો. તે પર્યટનમાં જે અગત્યનાં સ્થળો જોવા ધારતા હો, તેની યાદી કરો.

૭ ઉપરના આનંદપર્યટનમાં સીધી લાઇન પર ન આવતાં પણ તમારા માર્ગની પાસેજ આવેલાં ક્યાં અગત્યનાં સ્થળો રહી જાય છે, તે જણાવો.

૮ તમારે રેતીનું રણ, નહેરનું બાંધકામ, લશ્કરી કિલ્લો, અને પર્વતનો એક ઘાટ, એકજ પર્યટનમાં જોવાં હોય, તો તમે સોંઘામાં સોંઘું કયું પર્યટન પસંદ કરશો તેનો નકશો દોરો.

૯ વાયવ્ય સરહદનો ખાસ નવો પ્રાંત બનાવવાનું શું કારણ હશે ?

૧૦ હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ તરફથી દેશનું રક્ષણ કરવા અંગ્રેજ સરકારે શી શી તજવીજ કરી રાખેલી છે ?

૧૧ મુંબઇ ઇલાકાના બીજા ભાગો કરતાં સિંધનો પંજાબ સાથેનો વહેવારૂ સંબંધ કેવા પ્રકારનો હશે ?

૧૨ દિલ્હીથી લાહોર જવા આવવાના બંને રેલવે માર્ગોનો નકશો દોરી અગત્યનાં સ્ટેશનો જણાવો. એ મુસાફરીમાં તમને શું શું જોવા જાણવાનું મળી આવે ?

# નેપાળ, ભુતાન અને સિકિમ.

**સામાન્ય વર્ણનઃ**—નેપાળ અને ભુતાન એ સ્વતંત્ર રાજ્યો છે. જો કે તે હિંદી સામ્રાજ્યમાં ગણવાં જોઇએ નહિ, પણ તે બંને રાજ્યોએ અંગ્રેજ સરકાર જોડે સલાહ કરેલી છે, અને હિંદુસ્તાનની કુદરતી હદમાં આવેલાં હોવાથી તેમનો અભ્યાસ હિંદુસ્તાનની સાથે-જ કરવો જોઇએ. વળી આ પ્રદેશના **ગુરખા** લોકો હિંદના લશ્કરનો અગત્યનો ભાગ છે. **સિકિમ** અંગ્રેજ સરકારના તાબાનું દેશી રાજ્ય છે. આ ત્રણે પ્રદેશો હિમાલયની અંદર આવેલા છે, તેથી ઘણે ભાગે પહાડી છે, અને તે ભાગોની અંદર બીજા મુલકના ઘણા લોકો ગએલા નથી. નેપાળની હદમાં **બ્રિટિશ રેસિડન્ટ** સિવાય બીજા કોઇ યુરોપી-અનને દાખલ થવા દેવામાં આવતો નથી, તેમજ બીજા કોઇ પર-દેશીને શોધખોળ કરવાની પણ છૂટ મળતી નથી.

**નેપાળઃ**—હિમાલયની ઉત્તર અને દક્ષિણ હાર વચ્ચે આવેલી પટી છે. તે ઉંચા પર્વતો અને ઉંડી ખીણોનો પ્રદેશ છે. હિમાલયનાં ઉંચાં ઉંચાં શિખરો **એવરેસ્ટ** અને **ધવલગિરિ** એમાં આવેલાં છે. વળી તેમાં હિમાલયની તળેટી પાસેનું **તેરાઇનું** જંગલ આવેલું છે, તેની હવા ઘણી ખરાબ છે. તેમાં ઘણાં જંગલી પશુઓ રહે છે. એમાંના કેટલાક ભાગમાં ખેતી થાય છે. **ગોગ્રા**, **ગંડકી**, અને **કુશી** એ મુખ્ય નદીઓ છે. વરસાદ ઘણો પડે છે, પણ ફક્ત નિચાણમાં આવેલી ખીણોમાં ખેતી થાય છે. ડાંગર, બાજરી, તમાકુ અને તેલી બીઆં એ મુખ્ય પાક છે. સાગ અને સીસમ જંગલમાં ઉગે છે.

**ખટમંડુઃ**—નેપાળની મધ્યમાં દરીઆની સપાટીથી, ૪,૫૦૦ ફુટ ઉંચાઇએ આવેલું છે. આ જગાએ જવામાં સારામાં સારો માર્ગ કયો, તે હજુ ખાતરીથી માલમ પડ્યો નથી. તેના સંબંધી બહુજ ઓછી માહીતી મળી છે.

**ભુતાનઃ**—તેની ભૂતળરચના લગભગ નેપાળને મળતીજ છે. તેનો ઘણો વેપાર ટિબેટ જોડે ચાલે છે. ભુતાનના રાજાને અંગ્રેજ

સરકાર તરફથી ૫૦ હજાર રૂપીઆનું સાલિઆણું મળે છે. તેની રાજધાની પુનાખા છે.

**સિકિમઃ**—નેપાળ અને ભુતાનની વચ્ચે આવેલું દેશી રાજ્ય છે, ને તે અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. તે ઘણું નાનું છે, પણ સિકિમની હદ અને ટિબેટની હદ અડકેલી હોવાથી રાજકીય દષ્ટિએ તેની અગત્ય ઘણી છે. ટિબેટના તાબાની ચમ્બીની ખીણ સિકિમ અને ભુતાનની વચ્ચે આવેલી છે, ને તેમાં થઇને હિંદુસ્તાન ને ટિબેટ વચ્ચેનો વેપાર ચાલે છે.

## પરદેશી સંસ્થાનો.

**ફ્રેંચ** અને **ફીરંગી** એ બે પ્રજાઓના તાબામાં હિંદુસ્તાનમાં થોડા મુલક રહેલા છે. હિંદુસ્તાનમાં એ પ્રજાઓની સત્તા પ્રથમ હતી, તેમાંથી ફક્ત થોડોજ મુલક તેમને તાબે રહેલો છે. આ બંને પ્રજાઓના મુલકમાં થઇને કુલ નવ લાખ માણસની વસ્તી છે. તેમની જોડે અંગ્રેજ સરકારે સલાહ કરેલી છે, અને આ મુલકોમાં તેઓ લશ્કર રાખી શકે નહિ એવો બંદોબસ્ત થએલો છે.

### ફ્રેંચ સંસ્થાન.

**પાંડીચેરીઃ**—**કોરોમાંડલ** કિનારે આવેલું ફ્રેંચ સંસ્થાનનું મુખ્ય શહેર છે. તેમાં **ફ્રેંચ ગવર્નર જનરલ** રહે છે.

**કારીકલઃ**—**કાવેરી** નદીના **તાંજોર** પાસેના ત્રિકોણાકાર પ્રદેશમાં આવેલું છે.

**માહીઃ**—**મલબાર** કિનારા પર આવેલું છે.

**યાનાનઃ**—**ગોદાવરી** નદીના મુખ પાસે આવેલું છે.

**ચંદ્રનગરઃ**—**કલકત્તાથી** ૨૦ માઇલ ઉત્તરે **હુગલી** નદીના જમણા કિનારા પર આવેલું છે.

### ફીરંગી સંસ્થાન.

આ લોકોના તાબામાં **દીવ, દમણ,** અને **ગોવા** એ ત્રણ સ્થળો છે, અને તેમની વિગત મુંબઇ ઇલાકાની ભૂગોળમાં આવેલી છે.

# લંકા: સિંહલદ્વીપ.

**સામાન્ય વર્ણન**:—લંકા બેટ અથવા સિંહલદ્વીપ હિંદુસ્તાનની દક્ષિણે આવેલો છે. તે કુદરતી રીતે હિંદુસ્તાનને લગતો એક મોટો ટાપુ હોઈ દેશનો ભાગ ગણાય, પણ તે હિંદુસ્તાનના વાઇસરોયની સત્તા નીચે નથી. આ **હિંદી મહાસાગર**માંનો મોટામાં મોટો ટાપુ છે. સૌથી પહેલાં એ હિંદુસ્તાન સાથે જોડાએલો હશે, એમ માનવામાં આવે છે. હવે તે **મનાર**ના અખાત અને **પાક**ની સામુદ્રધુનિથી હિંદુસ્તાનથી છુટો પડયો છે. લંકાનું એક બીજું નામ **સિલોન** પણ છે.

લંકાનો ઉત્તરનો ભાગ મેદાન છે, ને દક્ષિણ તરફ વચ્ચેનો ભાગ પહાડી છે. મેદાનની હવા ગરમ અને ભેજવાળી છે, પણ દક્ષિણ હિંદુસ્તાનના જેટલી ત્રાસદાયક ગરમ નથી. ઉચ્ચ પ્રદેશની હવા બહુ ગરમ નથી. હિંદુસ્તાનમાં વરસાદ પડે, તે પહેલાં અહીં વરસાદ શરૂ થાય છે. બારે માસ થોડો થોડો વરસાદ પડે છે.

ટેકરીઓ પર જંગલો છે, ને તેમાં હાથી, વગડાઉ ભેંસ, રીંછ, હરણ, અને વાંદરાં માલમ પડે છે. વળી જંગલમાં કીમતી ઈમારતી લાકડાં થાય છે. જંગલોના કેટલાક ભાગ કાપીને સાફ કરવામાં આવ્યા છે. તેમાં **ચા** અને **રબર** ઉગાડવામાં આવે છે.

મેદાનના પ્રદેશમાં ચોખા અને નાળિએર એ મુખ્ય પાક છે. ચોખા અહીંની વસ્તીને પુરા પડે એટલા પાકતા નથી, તેથી હિંદુસ્તાનથી મંગાવવા પડે છે.

પેન્સિલમાં વપરાતો **પ્લંબેગો** અહીંની ખાણમાંથી નીકળે છે. આ ઉપરાંત **મનાર**ના આખાતમાંથી **મોતી** નીકળે છે.

**શાહેનશાહ જોર્જ**ના તાબાનું આ સંસ્થાન છે, અને તેનો વહીવટ ગવર્નર મારફત ચાલે છે. **એકઝીકયુટિવ કાઉન્સિલ**ની મદદથી ગવર્નર અહીંનો રાજવહીવટ ચલાવે છે.

**માલદ્વીપઃ**—સિલોનની પશ્ચિમે આવેલા ટાપુઓનો સમૂહ છે. તેમાં નાળિએર એ મુખ્ય પાક છે. ત્યાંના વતનીઓ દક્ષિણ હિંદુસ્તાનના માપલાઓને મળતા મુસલમાન જાતના છે. તેના પર સુલતાન રાજ કરે છે. તે સુલતાન લંકાની સરકારને ખંડણી ભરે છે.

**કોલંબોઃ**—એ લંકાની રાજધાનીનું શહેર અને સારૂં બંદર છે. યુરોપથી ચીન અને ઓસ્ટ્રેલિઆ જતી આગબોટો અહીં ઉભી રહે છે, ને પોતાને જોઇતો કોલસો ભરે છે.

**જાફનાઃ**—લંકાના ઉત્તર કિનારે હિંદુસ્તાન જોડેના વેપારનું મુખ્ય બંદર છે.

## કૃતિ.

૧ નેપાળ, ભુતાન અને સિકિમનો હિંદુસ્તાનના એકાદ બીજા ઉચ્ચ પ્રદેશ સાથે મુકાબલો કરો.

૨ દીવથી ગોવા સુધીના દરિઆઇ માર્ગનો નકશો દોરો. તેમાં અગત્યનાં બંદરો અને નદીઓનાં મુખ જણાવો.

૩ હિંદુસ્તાન સાથે લંકાનો સંબંધ કેવો અને કેટલો છે? કઇ બાબતમાં લંકાને હિંદુસ્તાન સાથે લેવા દેવા નથી?

૪ કોલંબોની દરિઆઈ બંદર તરીકેની અગત્ય સમજાવો.

૫ નીચે જણાવ્યા મુજબ દરિઆઇ માર્ગોનો નકશો બનાવો—

अ કોલંબોથી કરાંચી. ब કોલંબોથી કલકત્તા.

क કોલંબોથી રંગૂન. ड કોલંબોથી એડન.

૬ લંકામાંથી હિંદુસ્તાનમાં કઇ કઇ ચીજો આવે છે?

# એશિઆખંડ.

આપણે જે પૃથ્વી પર વસીએ છીએ, તે ઘણી મોટી છે. તેમાં હિંદુસ્તાન જેવા ઘણા દેશો આવેલા છે, ને હિંદી મહાસાગર જેવા બીજા દરીઆ આવેલા છે. આપણને સાધારણ રીતે દેખાય છે, તેવી એક મેદાન જેવી પૃથ્વી સીધી નથી, પણ તે ગોળ દડા જેવી છે, અને તે દડો બહુ મોટો છે. તેમાં લગભગ **પોણો ભાગ પાણી** છે, અને **પા ભાગ જમીન** છે. બધી જમીન સળંગ નથી, પણ પાણીને લીધે તેના છુટા છુટા ભાગ પડી ગયા છે. એવા જમીનના મોટા ભાગને ખંડ કહેવામાં આવે છે.

પૃથ્વીનો ગોળો જુઓ. તેમાં જુદા જુદા ભાગ તમને દેખાશે. **યુરોપ** અને **એશિઆનો** એક ભાગ બનેલો છે. બીજો ભાગ **આફ્રિકા** છે, અને **ઉત્તર અમેરિકા** અને **દક્ષિણ અમેરિકા** એ પણ બીજા ભાગો છે. દરીઆની વચ્ચોવચ જે મોટો બેટ દેખાય છે, તે **ઑસ્ટ્રેલિઆ** છે. એશિઆ અને આફ્રિકા એક જગાએ જોડાએલા હતા. યુરોપ અને આફ્રિકા એક જગાએ જોડાએલા જેવાજ છે, અને તે બેની વચ્ચે **જીબ્રાલ્ટર**ની એક નાની સામુદ્રધુનિ આવેલી છે. ઉત્તર અમેરિકા અને એશિઆ પણ તેમજ પાસે પાસે છે. તે બેની વચ્ચે **બેરિંગ**ની સામુદ્રધુનિ છે. ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા સંયોગિભૂમિ વડે જોડાએલા હતા. આવી રીતે ઑસ્ટ્રેલિઆ સિવાય બાકીના બધા ખંડ *લગભગ જોડાએલા જેવાજ છે. દરેક ખંડમાં કેટલાક દેશો આવેલા હોય છે.

એના એ ખંડો પૃથ્વીના નકશા પર જુઓ. આ નકશામાં તમને બે ગોળાની અંદર એના એ ખંડો બતાવવામાં આવ્યા છે. ગોળ પદાર્થનો ખરેખરો નકશો ઉતારવો મુશ્કેલ છે, અને તે બધી

---

* એશિઆ અને આફ્રિકા, યુરોપ અને આફ્રિકા, એશિઆ અને અમેરિકા, તેમજ ઉત્તર અને દક્ષિણ અમેરિકાને લગભગ પાસે પાસે શી રીતે ગણવા તે શિક્ષકે સમજાવવું.

રીતે ખરો પણ આવી શકતો નથી. પરંતુ આ નકશો ખ્યાલ આપવા માટે અને અભ્યાસ કરવો સહેલો પડે તે માટે બનાવેલો છે. કોઇ પણ ગોળો એકસામટો આખો દેખી શકાય નહિ; આપણે ફક્ત અર્ધો ભાગજ એકસામટો જોઇ શકીએ. પાછળનો અર્ધો ભાગ જોયા વગરનો ન રહી જાય તેટલા માટે પૃથ્વીના ગોળાના જાણે કે બે ભાગ કરી બંને ભાગ આપણી સામે મૂકયા હોય અને જેવો દેખાવ લાગે, તેવું દેખાડવાને આ નકશાનો પ્રયત્ન કરવામાં આવેલો હોય છે.

આ નકશાના એક ગોળામાં તમે **એશિઆ, યુરોપ, આફ્રિકા,** અને **ઑસ્ટ્રેલિઆ** જુઓ છો, અને બીજામાં તમે **ઉત્તર અમેરિકા** અને **દક્ષિણ અમેરિકા** જુઓ છો. વળી બંને ગોળાર્ધમાં કેટલાક નાના મોટા ટાપુઓ પણ જોવામાં આવે છે.

આ બંને ગોળામાં પૃથ્વીના ગોળાનો અર્ધોજ ભાગ આવે છે, માટે તેઓ દરેક ગોળાર્ધ (ગોળ+અર્ધ) કહેવાય છે. • જે ગોળાર્ધમાં આપણો હિંદુસ્તાન દેખાય છે, તે **પૂર્વ ગોળાર્ધ** કહેવાય છે, અને બીજો **પશ્ચિમ ગોળાર્ધ** કહેવાય છે.

હિંદુસ્તાન જે ખંડમાં આવ્યો છે, તે **એશિઆ ખંડ** કહેવાય છે. ખરી રીતે યુરોપ અને એશિઆ એ બેને એકજ ખંડ ગણવા જોઇએ; કારણ કે તે બે મળીને પૃથ્વીનો એક કકડો એટલે ખંડ જુદો પડે છે. પરંતુ ઘણા વખતથી બીજાં કેટલાંક કારણોને લીધે યુરોપ અને એશિઆને જુદા ખંડ ગણવામાં આવ્યા છે. કેટલાક વિદ્વાનો **યુરોપ** અને **એશિઆને** એકજ ખંડ ગણીને **યુરેશિઆ** એવું નામ આપે છે. પરંતુ યુરોપ અને એશિઆની વચ્ચે પર્વત, નદી અને સમુદ્રો જેવા કુદરતી અંતરાય આવી જવાથી તે બંને જુદા જુદા ખંડ બન્યા છે, ને તે બંને એકજ ખંડ હોઇ જે સમાનતા રહેવી જોઇએ, તે કરતાં તેમનું ભિન્નભિન્નપણું વધારે છે, એટલે તેમને જુદા જુદા ખંડ ગણવા એ વધારે બંધબેસતું ગણાશે. એશિઆ ખંડ સૌથી મોટો ખંડ છે, અને તેમાં પૃથ્વીની ત્રીજા ભાગની જમીન રોકાએલી છે.

## એશિઆ ખંડ.



ભૂમિરચનાનો નકશો.

**સીમાઃ**—એશિઆની ત્રણ બાજુએ દરીઆ છે; માત્ર પશ્ચિમ તરફજ જમીન આવેલી છે. ઉત્તરે **ઉત્તર મહાસાગર**, પશ્ચિમે **પાસિફિક મહાસાગર**, અને દક્ષિણે **હિંદી મહાસાગર** આવેલા છે. પશ્ચિમમાં એશિઆ યુરોપ સાથે જોડાએલો છે, અને એ બે ખંડોની વચ્ચે **યુરલ પર્વત, યુરલ નદી, કાસ્પીઅન સમુદ્ર** અને **કોકેસસ પર્વત** આવેલા છે. પશ્ચિમની બાકીની સરહદે **કાળો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર,** અને **રાતો સમુદ્ર** આવેલા છે. એશિઆ આફ્રિકાની સાથે **સુવેજ**ની સંયોગિભૂમિથી જોડાએલો હતો. હવે એ સંયોગિભૂમિને ખોદીને **નહેર** બનાવવામાં આવી છે; એટલે **ભૂમધ્ય** અને **રાતો** સમુદ્ર જોડાઇ જતાં **એશિઆ** અને **આફ્રિકા** જુદા પડયા છે.

**ભૂરચનાઃ**—એશિઆનો ભૂરચનાનો નકશો જુઓ. તેમાં ઉત્તરે **મોટું મેદાન** માલમ પડે છે. તેમાં **સાઇબીરિઆ**નો મોટો ભાગ આવી જાય છે.

**મધ્યના પહાડી પ્રદેશોઃ**—ઉત્તરના મોટા મેદાનની દક્ષિણે આ પ્રદેશો આવેલા છે. તેમાં **હિમાલય** અને બીજા પહાડો આવી જાય છે. આ પર્વતોના ફાંટા **પામીર**માંથી નીકળે છે, તેથી **પામીરને દુનિયાનું છાપરૂં** કહે છે.

**નીચી જમીન અને કિનારાનાં મેદાનોઃ**—ઉચ્ચ પ્રદેશોની દક્ષિણે અને પૂર્વે નિચાણના પ્રદેશ છે. તેમાં ઘણી નદીઓ વહે છે. આ નદીઓએ આણેલા કાંપ ઠરવાથી તેની જમીન ઘણીજ ફળદ્રુપ બની છે. આ પ્રદેશ ઘણોજ ફળદ્રુપ છે, તેથી તેમાં વસ્તી ઘણી ગીચ છે.

**અરબસ્તાન** અને **દક્ષિણના ઉચ્ચ પ્રદેશઃ**—આ બે ઉચ્ચ પ્રદેશો પહાડી પ્રદેશથી વચ્ચે આવેલા મેદાનને લીધે છુટા પડી ગયા છે. અરબસ્તાન અને પહાડી પ્રદેશની વચ્ચે **મેસોપોટેમિઆ** અથવા **ઇરાકનું મેદાન** આવેલું છે, અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશ અને પહાડી પ્રદેશની વચ્ચે **ઉત્તર હિંદુસ્તાનનું મેદાન** આવેલું છે.

પૂર્વ કિનારે જ્વાળામુખીથી ઉત્પન્ન થએલા ટાપુઓની હાર છે. આ હાર ઉત્તરે કામસ્ચાટકાથી દક્ષિણે ફિલિપાઈન ટાપુઓ સુધી પહોંચે છે.

## એશિઆખંડઃ ગિરિમાળા.

## પર્વતો.

એશિઆ ખંડના પર્વતો **પામીરના ઉચ્ચ પ્રદેશથી** શરૂ થાય છે. પામીર દુનિયામાં સૌથી ઉંચામાં ઉંચો પ્રદેશ છે, અને તેને **દુનિયાનું છાપરૂં** કહે છે. પામીરથી પૂર્વે **હિમાલય, કારાકોરમ, ક્યુએનલુન, થ્યાનશાન, આલ્તાઈ, યાબ્લોનોઇ,** અને **સ્ટેનોવોઈ** પર્વતો છેક બેરિંગની સામુદ્રધુનિ સુધી ગએલા છે. વળી પશ્ચિમ તરફ **હિંદુકુશ, એલ્બુર્ઝ, કોકેસસ,** અને **તૌરસ** પર્વતો ભૂમધ્ય સમુદ્ર સુધી પહોંચેલા છે. આ બધા પર્વતો એશિઆની નૈઋર્ત્યથી ઈશાન કોણ સુધી આવી રહેલી **ગિરિમાળા** જેવા ગણી શકાય.

**હિમાલયઃ**—એ અગત્યનો પર્વત છે, અને તેનું વર્ણન હિંદુસ્તાનમાં આવેલું છે. ( જુઓ–પૃષ્ઠ ૬–૭ )

**કારાકોરમ** અને **હિંદુકુશ** પર્વતો પામીરથી પૂર્વ–પશ્ચિમ આવેલા છે.

**ક્યુએનલુનઃ**—પામીરથી પૂર્વ તરફ જાય છે, અને તે ટિબેટના ઉચ્ચ પ્રદેશની ઉત્તર સરહદ રૂપે છે. તેના ફાંટા **ખીનગન** અને **યાબ્લોનોઈ** ચીન અને મંચુરીઆની પશ્ચિમે આવેલા છે, અને **સ્ટેનોવોઈ** સાઈબીરિઆની ઇશાન કોણમાં આવેલો છે.

**થ્યાનશાનઃ**—પામીરમાંથી ઇશાન કોણ તરફ મધ્ય એશિઆમાં આ પર્વત આવેલો છે. તેનો ફાંટો **આલ્તાઈ** પર્વત રૂપે થોડે આગળથી વાયવ્ય કોણ તરફથી પાછો વળે છે.

**નદીઓઃ**—એશિઆની નદીઓ બે જાતની છે: **એક દરીઆને મળનારી,** અને **બીજી દરીઆને નહિ મળનારી.** દરીઆને નહિ મળનારી નદીઓ કેટલીક વખત દરીઆની સપાટીથી નિચાણના ભાગમાં વહે છે, તેથી ઉંચાણના ભાગમાં વહી શકતી નથી. કેટલીક નદીઓના પ્રવાહના માર્ગમાં આડો પર્વત અથવા ઉચ્ચ ભૂમિ આવી જાય છે, એટલે તેનું પાણી આગળ જઈ શકતું નથી.

ઉત્તર તરફ વહેનારી નદીઓમાં **ઓબી, યેનેસી, લીના** એ ત્રણ મુખ્ય છે. આ નદીઓ મોટે ભાગે ઉત્તરના મોટા મેદાનના પ્રદેશમાં થઇને વહે છે, તેથી કરીને તેનો પ્રવાહ ધીમો છે. આમ હોવાને લીધે જ્યારે ઘણી ઠંડી પડે છે, ત્યારે તેમનાં પાણીનો બરફ બને છે, એટલે પ્રવાહ તદન બંધ થાય છે. તે વખત સિવાય વરસના બીજા ભાગમાં તેમાં હોડીઓ ફરી શકે છે. આ નદીઓ **ઉત્તર મહાસાગરને** મળે છે.

પૂર્વ તરફ વહેનારી નદીઓમાં **આમૂર, હોઆંગહો, યાંગસેકયાંગ** અને **સિકયાંગ** મુખ્ય છે. આ નદીઓ ઘણો કાંપ ઘસડી જાય છે, તેથી મેદાનોને ફળદ્રુપ બનાવે છે. આ નદીઓના પ્રદેશમાં વસ્તી ઘણી ઘાડી છે. **યાંગસેકયાંગ** એશિઆની સૌથી મોટામાં મોટી નદી છે, અને તેના મુખથી એક હજાર માઇલ સુધી વહાણો ફરી શકે છે. તેને મળનારી નદીઓમાં પણ વહાણો ફરી શકે છે. દુનિયામાં આવો મોટો જળમાર્ગ બીજો એકે નથી. આ બધી નદીઓ **પાસિફિક મહાસાગરને** મળે છે.

દક્ષિણ તરફ વહેતી નદીઓમાં **મેકાંગ, સાલ્વીન,** અને **ઇરાવદી હિંદી ચીનની** નદીઓ છે.

**બ્રહ્મપુત્રા, ગંગા, સિંધુ, ઉત્તર હિંદુસ્તાનની** મોટી નદીઓ છે.

**તૈગ્રિસ** અને **યુફ્રેટીસ મેસોપોટેમિઆની** નદીઓ છે. આ અને ઉપર જણાવેલી બધી નદીઓ મેદાનોને ફળદ્રુપ બનાવે છે.

**મેકાંગ** અને **સાલવીન** બહુ ઝડપથી વહેનારી નદીઓ હોવાથી **તેમનો જળમાર્ગ તરીકે ઉપયોગ થતો નથી. ઇરાવદી બ્રહ્મદેશનો** મોટો જળમાર્ગ છે.

**બ્રહ્મપુત્રાનો** ઘણો ભાગ પહાડી પ્રદેશમાં આવેલો છે, તેથી તે ભાગમાં વહાણો ફરી શકતાં નથી. પરંતુ તેની મારફત આસામનો ઘણો વ્યાપાર ચાલે છે.

**ગંગા** નદીમાં હરદ્વાર સુધી વહાણો ફરી શકે છે, અને તેમાંથી નહેરો પણ કાઢવામાં આવી છે.

**સિંધુ** નદીને પંજાબની નદીઓ મળે છે, પણ જે વખતે તે રણ તરફના ભાગ આગળથી પસાર થાય છે, તે વખતે જળમાર્ગ તરીકે તેમજ પાણી પુરૂં પાડવા તરીકે તેનો બહુજ ઓછો ઉપયોગ થાય છે. હમણાં તેમાંથી *નહેરો કાઢવામાં આવેલી છે.

**તૈગ્રિસ** અને **યુફ્રેટીસ**માંથી પ્રાચીન કાળમાં નહેરો કાઢવામાં આવેલી હતી, અને તે વખતે **મેસોપોટેમિઆ**ની વસ્તી પણ ભરપુર હતી. કેટલાંક કારણોને લીધે આ નહેરો ઉપર ધ્યાન અપાતું બંધ થયું, અને એ ખીણની આબાદી પણ ઓછી થઇ.

**દરીઆને નહિ મળનારી નદીઓ:**—દરીઆને નહિ મળનારી મોટી નદીઓ એશિઆમાં ઘણી છે. મેદાનની આવી જાતની નદીઓ **કાસ્પીઅન સમુદ્ર**, **આરલ સમુદ્ર** અને **બલકાશ** સરોવરને મળે છે. ઉત્તરમાંથી બે નદીઓ કાસ્પીઅન સમુદ્રને મળે છે.

**વોલ્ગા ને યુરલ:**—વોલ્ગા યુરોપની લાંબામાં લાંબી નદી છે.

આરલ સમુદ્રમાં **સીરદર્યા** અને **આમુદર્યા** એ બે નદીઓ પડે છે. આ બે નદીઓ **રૂશિઅન તુર્કસ્તાન**ના **સ્ટેપ** મેદાનના પ્રદેશને ફળદ્રુપ બનાવે છે. આમુદર્યા લગભગ ગંગા નદી જેટલી લાંબી છે. સીરદર્યા તેના કરતાં લગભગ ૧૫૦ માઇલ ઓછી લાંબી છે. બલકાશ સરોવરમાં **ઈલિ** નદી પડે છે. **તેરિમ** નદી લગભગ સિંધુ જેટલી લાંબી છે; તે થ્યાનશાન અને કયુએનલુન પર્વતના નિચાણના ભાગમાં વહે છે. **જાર્ડન** નદી **સીરિઆ**માં આવેલી છે. તે બહુ નાની નદી છે, પણ પૃથ્વીની સપાટી ઉપર તે બહુજ નિચાણના પ્રદેશમાં વહે છે. તે **ભૂમધ્ય સમુદ્ર** કરતાં ૧૩૦૦ ફુટ નિચાણમાં આવેલા **મૃત સરોવર**ને મળે છે.

**સરોવરો:**—એશિઆનાં સરોવરો પણ બે પ્રકારનાં છે: (૧) **મીઠાં**, અને (૨) **ખારાં**. જે સરોવરોમાંથી નદીઓ નીકળે છે, તે સરોવર

---

* શિક્ષકે 'સક્કર બૅરેજ' વિષે સવિસ્તર હકીકત કહેવી.

મીઠાં છે; પણ જે સરોવરોના પાણીનો નિકાલ થતો નથી, તેમાં દર વર્ષે વધતી જતી ખારાશને લીધે તેઓ ખારાં બને છે. પહેલાં જે ઠેકાણે આ ખારાં સરોવરો છે, તે ઠેકાણે દરીઓ હતો. એ દરીઓ પાછો હઠી જવાથી આ સરોવરો બનેલાં છે.

**કાસ્પીઅન સમુદ્ર:**—દુનિયામાં આ મોટામાં મોટું સરોવર છે, ને લંકાના ક્ષેત્રફળ કરતાં સાતગણા વિસ્તારવાળું છે. તેની સપાટી કાળા સમુદ્રની સપાટી કરતાં ૮૪ ફૂટ નીચી છે. **આરલ** સમુદ્ર અને **બલકાશ** સરોવર એ પણ ખારાં છે. મીઠાં સરોવરોમાં **બૈકલ** સરોવર, **ગોકચા** અને **વુલર** એ મુખ્ય છે. બૈકલ સરોવર ઘણે ભાગે દુનિયાનું સૌથી ઉંડું મીઠા પાણીનું સરોવર છે. **ગોકચા** સરોવર **આર્મિનિઆ**ના ઉચ્ચ પ્રદેશમાં આવેલું છે. **વુલર** સરોવર **કાશ્મીર**માં છે. તે **ઝેલમ** નદીના પહોળા પ્રવાહથી બનેલું છે.

**આબોહવા:**—એશિઆ ખંડ બહુ મોટો છે, ને તેનો વિસ્તાર **ધ્રુવ**ના પ્રદેશથી તે **વિષુવવૃત્ત** સુધી પહોંચે છે, એટલે તેમાં બધા કટિબંધની હવા માલમ પડે છે. તેમાં સૌથી વધારે વરસાદવાળા તેમજ સમૂળગો વરસાદ ન પડે તેવા પ્રદેશો છે. વળી મેદાનો અને પર્વતોની બાબતમાં પણ હવામાં તફાવત માલમ પડે છે. આથી કરીને તેમાં દરેક જાતની હવા માલમ પડે છે.

આબોહવાનો વિચાર કરીએ, તો એશિઆના ચાર ભાગ પાડી શકાય. (૧) **ઉત્તરનો પ્રદેશ,** (૨) **રણનો પ્રદેશ,** (૩) **ભૂમધ્ય સમુદ્ર પાસેનો પ્રદેશ,** અને (૪) **મોન્સુનના વરસાદનો પ્રદેશ.**

(૧) **ઉત્તરનો પ્રદેશ:**—આ પ્રદેશ ઘણો ઠંડો અને સુકો છે, એટલે તેમાં વરસાદ પડતો નથી. શિઆળામાં આ પ્રદેશમાં ઘણીજ ટાઢ પડે છે, અને નદીઓનાં પાણી ઠરી જઇને બરફ બને છે.

(૨) **રણનો પ્રદેશ:**—ઉત્તરના પ્રદેશની દક્ષિણે આવેલો ભાગ રણનો પ્રદેશ કહેવાય છે. તેમાં વરસાદ પડતો નથી, ને દિવસે ઘણો તાપ અને રાત્રિએ ઘણી ઠંડી પડે છે.

(૩) **ભૂમધ્ય સમુદ્રની પાસેનો પ્રદેશઃ**—ભૂમધ્ય સમુદ્રના કિનારા પાસે આવેલા એશિઆના પ્રદેશોની હવા માફકસર અને સાધારણ ભેજવાળી છે. તે ઉનાળામાં બહુ ગરમ નથી, અને શિઆળા-માં ઘણી ઠંડી નથી. આ પ્રદેશમાં **એશિઆ માઇનોર, સીરિઆ, પાલેસ્ટાઇન, ટ્રાન્સકોકેશિઆ** અને **ઈરાન**નો કેટલોક ભાગ, અને **મેસોપોટેમિઆ**નો કેટલોક મુલક આવી જાય છે.

(૪) **મોન્સુનના વરસાદનો પ્રદેશઃ**—આ પ્રદેશ એશિઆના અગ્નિ કોણમાં આવ્યો છે, અને તેની હદ **અરબી સમુદ્રથી જાપાની સમુદ્ર** સુધી છે. આ પ્રદેશમાં ચોમાસામાં વરસાદ આવે છે, ઉનાળા-માં વધારે તાપ પડે છે, અને ઉત્તરના ભાગમાં શિઆળામાં ઘણી ટાઢ પડે છે. આ પ્રદેશમાં **હિંદી સામ્રાજ્ય, હિંદી ચીન, મલાયા દ્વીપસમૂહ, ચીનનો પૂર્વ ભાગ** અને **જાપાન** આવે છે. આ પ્રદેશોમાં ખેતી સારી થાય છે.

**વનસ્પતિઃ**—ઉત્તરના ઠંડા પ્રદેશમાં બરફ પડી રહે છે, તેથી કંઈ ઉગતું નથી. તેનાથી દક્ષિણમાં આવેલા ભાગમાં શિઆળામાં બરફ પડી રહે છે, અને ઉનાળામાં તે બરફ ઓગળવાથી જમીન ભેજવાળી રહે છે. આ પ્રદેશને **ટુંડ્રનો પ્રદેશ** કહેવામાં આવે છે. ટુંડ્રના પ્રદેશમાં ઉનાળામાં લીલ, સેવાળ, અને નાના છોડવા થાય છે.

ટુંડ્રના પ્રદેશના દક્ષિણ ભાગમાં જંગલો છે. આ જંગલો સમધાત હવામાં ઉગી શકે એવી વનસ્પતિથી ભરપુર છે. તેમાં શંકુ આકારનાં ઝાડ માલમ પડે છે. રણના પ્રદેશમાં કંઇજ ઉગતું નથી. ભૂમધ્ય સમુદ્રના કિનારા પાસેના પ્રદેશમાં જાત જાતનાં ફળ જેવાં કે દ્રાક્ષ, અંજીર, નારંગી, તેમજ જાત જાતનાં અનાજ થાય છે. મોન્સુનના વરસાદવાળા પ્રદેશમાં હિંદુસ્તાનના જેવીજ વનસ્પતિ થાય છે.

એશિઆના અગ્નિ કોણમાં આવેલા પ્રદેશો આખી દુનિયાને **ચોખા, ચા,** અને **તેજાના** પુરા પાડે છે. હિંદુસ્તાન લગભગ અડધા ભાગના ચોખા ઉગાડે છે. જો લંકાને હિંદુસ્તાનનો ભાગ ગણીએ,

તો આખી દુનિયાને **અડધા ભાગની ચા** તે પુરી પાડે છે એમ કહી શકાય.

**પ્રાણીઓ:**—ઉત્તરના ભાગમાં **રેનડીઅર** એ અગત્યનું પ્રાણી છે. **સ્લેજ** નામની ગાડી જે બરફ પર ચાલી શકે છે, તેને તે ખેંચે છે. તેનું દૂધ કામમાં લેવામાં આવે છે. તેના માંસનો ખાવામાં ઉપયોગ થાય છે. એ પ્રદેશમાં થતી લીલ ખાઇ તે ગુજરાન કરી શકે છે. સમશીતોષ્ણ પ્રદેશનાં જંગલોમાં રીંછ તેમજ બીજાં રૂવાંવાળાં પ્રાણીઓ માલમ પડે છે. મધ્યના ઉચ્ચ પ્રદેશમાં ઘેટાં ઉછેરવામાં આવે છે. રણના પ્રદેશમાં ઊંટ માલમ પડે છે, ને ઘાસના મેદાનમાં ઘોડા સારા ઉછરે છે. મોન્સુનવાળા પ્રદેશમાં હિંદુસ્તાનના જેવાંજ પ્રાણીઓ છે. **ટિબેટ**માં **યાક** નામનું બળદના જેવું પ્રાણી થાય છે. આખી દુનિયામાં જેટલાં ઢોર છે, તેના ચોથા ભાગ જેટલાં હિંદુસ્તાનમાં છે.

**લોકો:**—એશિઆ સૌથી મોટો ખંડ છે એટલુંજ નહિ, પણ દુનિયાની બધી જાતના લોકોનું મૂળ તેમજ ધર્મની શરૂઆત તેમાં થઇ છે, એમ માનવામાં આવે છે. લોકોની મુખ્ય બે જાતો છે: (૧) **મોંગોલિઅન,** અને (૨) **કોકેશિઅન. મોંગોલિઅન** લોકો **પીળી ચામડી**ના હોય છે, અને **કોકેશિઅન** લોકો **ધોળી ચામડી**ના હોય છે. હિમાલયના ઉત્તરના ભાગમાં મોંગોલિઅન એટલે પીળા લોકો વસે છે, અને દક્ષિણના ભાગમાં ધોળી ચામડીવાળા લોકો હોય છે. હિંદુસ્તાનના **આર્ય** લોકો એ કોકેશિઅનની એક શાખા છે. મલાયા દ્વીપકલ્પના લોકો મિશ્ર જાતિના છે. તેમના ચહેરા ઉપરથી તેઓ કેટલેક અંશે **હબસી**ને મળતા અને કેટલેક દરજ્જે **મોંગોલિઅનને** મળતા છે.

**ધર્મ:**-(૧) **હિંદુ-હિંદુસ્તાનમાં** મોટે ભાગે લોકો **હિંદુ ધર્મ** પાળે છે. (૨) **બૌદ્ધ-ચીન, જાપાન, હિંદી ચીન, ટિબેટ** અને **સિલોન**ના લોકો **બૌદ્ધ ધર્મ** માને છે. બાકીના બીજા લોકો **મુસલમાની ધર્મ** પાળે છે. થોડા ઘણા **ખ્રિસ્તીઓ** વસે છે, પણ તેમની સંખ્યા થોડી છે.

**ખનીજો:**—એશિઆ ખંડમાં જાત જાતના ખનીજો નીકળે છે, પણ હાલના જમાનામાં સાંચાકામનો ઉપયોગ કરી ખનીજો કાઢવાનું કામ મોટા પ્રમાણમાં ચાલતું નથી.

**સોનું:**—સાઈબીરિઆમાંથી નીકળે છે.

**કોયલા:**—સાઈબીરિઆ, ચીન, જાપાન, ઈરાન, એશિઆ માઈનોર અને હિન્દુસ્તાનમાંથી મળી આવે છે.

**કેરોસીન:**—કોકેસસ પર્વત પાસેથી, હિન્દી ચીન, અને બ્રહ્મદેશમાંથી નીકળે છે.

બીજા ખનીજો નીકળે છે, પણ તે બહુ મોટા પ્રમાણમાં નથી.

**હુન્નરઉદ્યોગ:**—હિંદુસ્તાન અને ચીન એ બે જુના વખતમાં સુધારાની ટોચ ઉપર હતા, અને તેમાં દરેક જાતનો માલ બનતો હતો; પણ હાલ યુરોપના દેશો જોડે હરિફાઈમાં ટકી શકે એવા ઉદ્યોગો **એકલા જાપાન**માંજ છે. જુના ઉદ્યોગો થોડા ઘણા પ્રમાણમાં ચાલુ છે, પણ મોટે ભાગે પડી ભાંગ્યા જેવાજ છે. લોકોનો ગુજરાન ચલાવવાનો મોટો આધાર ખેતી ઉપર અથવા ઢોર ઉછેરવા પર છે. હિંદુસ્તાનમાં કાપડસુતરની મીલો છે, તેમજ ખાણમાંથી ખનીજ કાઢવાનો ઉદ્યોગ શરૂ થએલો છે. **ચિનાઈ રેશમ** અને **ફટાકડા** હજુ **ચીન**ની બનાવટમાં પહેલે નંબરે ગણાય છે.

**વેપાર અને વ્યાપારી માર્ગ:**—એશિઆ ખંડના વતનીઓ મોટે ભાગે કાચો માલ પેદા કરનારા હોવાથી તેઓ બીજા દેશોમાં કાચો માલ મોકલે છે; અને બીજા દેશોમાંથી મોટે ભાગે તૈયાર થએલો માલ મંગાવે છે. માલ લાવવા લઈ જવા માટે તેમજ લોકોને મુસાફરી કરાવવા માટે યુરોપ ખંડના જેવી રેલવેની સગવડ આ ખંડમાં નથી. યુરોપ અને એશિઆને જોડનાર '**ટ્રાન્સ સાઈબીરિઅન રેલવે**' **વ્લેડીવોસ્ટોક** બંદરેથી શરૂ થઈ છેક **પેટ્રોગ્રેડ (હાલનું લેનિનગ્રેડ)** સુધી જોડાએલી છે. ઉત્તર એશિઆમાં અગત્યની આ એકજ રેલવે છે. રેલવેની સારી સગવડ **જાપાન** અને **હિંદુસ્તાન**-

એશિયા ખંડ.



રાજકીય વિભાગનો નકશો.

માં છે. **અરબસ્તાન, મેસોપોટેમિઆ, એશિઆ માઇનોર** અને **રૂશિઅન તુર્કસ્તાનમાં** થોડી રેલ્વે લાઈનો નાખવામાં આવી છે.

ચીન અને હિંદુસ્તાનની નદીઓનો ઉપયોગ જળમાર્ગ તરીકે થાય છે. કિનારા પરનો વેપાર આગબોટો અને વહાણો મારફતે થાય છે. ખંડના અંદરના ભાગોમાં કાચા રસ્તા છે. રણની અંદર ઊંટ મારફતે વેપાર ચાલે છે. આખી દુનિયાના વહેવાર માટે હિંદુસ્તાનનાં **મુંબઈ, કરાંચી** અને **કલકત્તા,** સિલોનનું **કોલંબો,** બ્રહ્મદેશનું **રંગૂન,** મલાયા દ્વીપકલ્પનું **સિંગાપોર,** ચીનનાં **હોંગકોંગ** અને **શાંગહાઇ,** જાપાનનું **યોકોહોમા,** અને એશિઆ માઇનોરનું **સ્મર્ના,** એ બંદરો મુખ્ય છે. અરબસ્તાનનું **એડન** એ સ્ટીમરોને કોલસા અને પાણી લેવા પુરતું મથક છે, અને **રાતા સમુદ્રની કુંચી** છે.

**એશિઆ ખંડના રાજકીય વિભાગો:—**એશિઆ ખંડના મુખ્ય રાજકીય વિભાગો નીચે મુજબ છે:—(૧) **એશિઆઈ તુર્કસ્તાન,** (એશિઆ માઇનોર, આર્મિનિઆ અને કુર્દિસ્તાન, મેસોપોટેમિઆ, સીરિઆ, અને પાલેસ્ટાઈન) (૨) **અરબસ્તાન,** (૩) **ઇરાન,** (૪) **અફઘાનિસ્તાન,** (૫) **બલુચિસ્તાન,** (૬) **હિંદુસ્તાન,** (૭) **હિંદી ચીન,** (સિઆમ, મલાયા દ્વીપકલ્પ, ટોનકીન, અનામ, ફ્રેંચ કોચીન ચીન, અને કંબોજ) (૮) **ચિનાઈ રાજ્ય,** (શુદ્ધ ચીન, મંચુરિઆ, મોંગોલિઆ, પૂર્વ તુર્કસ્તાન અથવા ચિનાઈ તુર્કસ્તાન, અને ટિબેટ), (૯) **જાપાન અને કોરિઆ,** (૧૦) **એશિઆઈ રૂશિઆ,** (સાઈબીરિઆ, રૂશિઅન તુર્કસ્તાન અને ટ્રાન્સ-કોકેશિઆ) (૧૧) **મલય આર્કિપેલેગો,** (ફિલિપાઈન, બોર્નિઓ, સુમાત્રા અને જાવા ટાપુઓ) અને (૧૨) **સિલોન.**

**રાજ્યો:—**એશિઆનો લગભગ પોણો ભાગ ત્રણ મોટાં રાજ્યોએ રોકેલો છે. આ રાજ્યો **હિંદુસ્તાન, ચીન** અને **રૂશિઆ** છે. એ ત્રણેની હદ હિંદુસ્તાનના વાયવ્ય કોણ પાસે લગભગ એકઠી થાય છે

એમ કહીએ તો ચાલે. પૂર્વમાં આવેલો **જાપાનનો ટાપુ** તે એશિઆ-માં **સૌથી આગળ પડતું રાજ્ય** છે. તેની ગણતરી યુરોપનાં રાજ્યોની સાથે થાય છે. હિંદી ચીનમાંનું **સિઆમ** એ **સ્વતંત્ર રાજ્ય** છે. હિંદી ચીનનો બાકીનો ભાગ **અંગ્રેજ** સરકાર **અને ફ્રેંચોને** તાબે છે. **ઈસ્ટ ઈંડિઅન ટાપુઓ** મોટે ભાગે **વલંદા** લોકોના તાબામાં છે. **ફિલિપાઈન** ટાપુ **યુનાઇટેડ સ્ટેટસને** તાબે છે. **તુર્કસ્તાન, ઈરાન, અફઘાનિસ્તાન** અને **અરબસ્તાનનો** મુલક મોટે ભાગે સ્વતંત્ર છે, ને તેમાં મુસલમાની પ્રજાઓ છે.

## કૃતિ.

૧ એશિઆની રૂપરેખા બતાવનાર નકશો પાતળા કાગળ પર કાઢો.

૨ તે કાગળની મદદથી ભૂતળરચનાનો નકશો તૈયાર કરો.

૩ ભૂતળરચનાના નકશામાં પર્વતો અને નદીઓનાં નામ લખો.

૪ આબોહવા સમજવા માટે એશિઆના કુદરતી ભાગ બતાવનાર નકશો દોરો.

૫ એશિઆની રૂપરેખા દોરી તેમાં યોગ્ય સ્થળે અગત્યનાં પ્રાણીનાં નામ લખો.

૬ એશિઆના ખનીજો બતાવનારો નકશો દોરો.

૭ નીચેનાં પરિણામો માટે કારણો આપો.

**अ** હિંદુસ્તાન, ચીન, જાપાન અને બ્રહ્મદેશમાં ચોખાનો પાક વધારે શાથી થાય છે?

**ब** એશિઆમાં કુદરતી સાધનો હોવા છતાં યુરોપ કરતાં એશિઆ ખંડ પાછળ કેમ પડયો છે?

૮ મુંબઈથી જાપાન જવા માટેનો દરિઆઈ માર્ગ બતાવો. એ માર્ગમાં આવતા સમુદ્રો, બંદરો, સામુદ્રધુનિઓ, નદીનાં મુખ, વગેરે અગત્યનાં હોય તે ક્રમ જાળવી ગણાવો.

# પ્રાકૃતિક ભૂગોળ.

## પવનઃ જમીન અને પાણીની લહેરો.

**પવનઃ**—આપણી ચારે બાજુ હવા છે. હવા વગર આપણે જીવી શકીએ નહિ. હવા આપણને દેખાતી નથી, પણ જ્યારે તે હાલે છે, ત્યારે આપણને માલમ પડે છે. હાલતી હવાને આપણે **પવન** કહીએ છીએ.

**જમીન અને પાણીની લહેરોઃ**—દહાડે જમીન કરતાં પાણી મોડું તપે છે; તેથી દહાડે જમીનની પાસેની હવા વધારે ગરમ હોય છે, અને પાણી ઉપરની હવા ઓછી ગરમ હોય છે. જમીન ઉપરની હવા વધારે ગરમ હોવાથી તે પાતળી થઇને ઉંચી ચઢે છે, અને તે ખાલી જગાએ પાણી ઉપરની હવા ધસે છે. આવી રીતે દહાડે પાણી તરફથી પવન આવીને જમીન ઉપર વાય છે. રાતના પાણી મોડું ઠંડું પડે છે, અને જમીન વહેલી ઠંડી પડે છે; તેથી પાણી વધારે ગરમ હોય છે. આ વખતે પાણી ઉપરની હવા ગરમ થઇ ઉંચે ચઢે છે અને તે જગાએ જમીન તરફની હવા ધસે છે, એટલે રાતના પવન જમીન તરફથી આવી પાણી ઉપર વાય છે. આમ દર-રોજ ચાલે છે, ને તે જમીન અને પાણીની લહેરો કહેવાય છે.

પૃથ્વીના જે ભાગ ગરમ હોય છે, તે ભાગો ઉપરની હવા ગરમ થઇ ઉંચે ચઢે છે; તેથી ઠંડા મુલકની હવા ગરમ પ્રદેશો તરફ ધસે છે. આ રીતે પણ પવનો ઉત્પન્ન થાય છે.

## જમીનનો ઘસારો.

**કાળબળની અસરઃ**—જેવી જમીન આપણે હાલ જોઇએ છીએ, તેવી પહેલાં નહોતી, અને હાલ છે તેવી રહેવાની પણ નથી. તેમાં દરરોજ ફેરફાર થયા કરે છે. "**જળ ત્યાં સ્થળ**" અને "**સ્થળ ત્યાં જળ**" એમ વારાફેરા થયા કરે છે. મોટા મોટા પહાડ ઘસાઇને મેદાનો થાય છે, અને મેદાનો હોય ત્યાં પાણી ફરી વળે છે. વળી દરીઆ હોય ત્યાં જમીન થાય છે.

**ઠંડી અને ગરમીની અસરઃ**—ગરમીથી પદાર્થો ગરમ થઇને ફૂલે છે, અને ઠંડીથી સંકોચાય છે. આવું થવાથી પહાડમાં ચીરા પડે છે. આ ચીરા મોટા થઇ પથરા બને છે, અને પથરાની કાળક્રમે રેતી બને છે.

પહાડના ચિરાડાઓમાં વરસાદનું પાણી ભરાઇ રહ્યું હોય, તે શિઆળામાં ઠરી જાય અને તેનો બરફ બને. બરફ પાણી કરતાં વધારે જગા રોકે, એટલે ચિરાડા મોટા થાય છે.

**વરસાદની અસરઃ**—વરસાદ પડે ત્યારે રેતી, નાના પથરા વગેરે ઘસડાઇ જાય, અને દિવસે દિવસે પહાડ ઘસાતો જાય છે.

**રસાયણિક ફેરફારઃ**—આ ઉપરાંત બીજા રસાયણિક ફેરફારો પણ થાય છે. કેટલીક ધાતુઓ ઉપર પાણી પડવાથી જેવી રીતે કાટ ચઢે છે અને ધાતુ ખવાઇ જાય છે, તેવીજ રીતે એવા ફેરફાર કેટલાક પત્થર ઉપર પણ થાય છે. ચુનાના પત્થર ઉપર આપણે ઉચ્છ્વાસમાં કાઢીએ છીએ તે વાયુ એટલે કે કાર્બોનિક એસિડ ગ્યાસ ભળે છે તો તેની ખડી બને છે, અને ખડી ઉપર પાણી જલદીથી અસર કરી ધોઇ નાખે છે.

**પવનની અસરઃ**—જમીન ઉપર તેમજ પહાડ ઉપર જે થોડાઘણા રજકણો ચોંટી રહ્યા હોય, તેમને પવન છૂટા પાડી દૂર ઘસડી જાય છે.

# અક્ષાંશ અને રેખાંશ.

**પૃથ્વી અને તેની ગતિઓ**:—જે આકાશી પદાર્થ ઉપર આપણે વસીએ છીએ, તે **પૃથ્વી** કહેવાય છે. પૃથ્વી એક ગ્રહ છે અને તે ગોળ છે. પૃથ્વી પોતાની ધરીની આસપાસ ૨૪ કલાકમાં એક ફેરો ફરે છે, તેને પૃથ્વીની **દૈનિક** ગતિ કહે છે. આ ઉપરાંત સાથે સાથે તે સૂર્યની આસપાસ બાર મહીનામાં એક ફેરો ફરી વળે છે, તેને પૃથ્વીની **વાર્ષિક** ગતિ કહે છે.

**ધરી અને ધ્રુવ**:—પૃથ્વી એક કલ્પિત લીટી ઉપર ૨૪ કલાકમાં એક આંટો ફરે છે, તેને **અક્ષ, આંસ**, કે **ધરી** કહે છે. ધરીના છેડા **ધ્રુવ** કહેવાય છે. ધ્રુવ બે છે; (૧) **ઉત્તર ધ્રુવ**, અને (૨) **દક્ષિણ ધ્રુવ.**

**વિષુવવૃત્ત**:—પૃથ્વી ઉપર કોઇ સ્થળ ક્યાં આવ્યું તે જાણવા માટે વિદ્વાનોએ યુક્તિ કરી છે. ઉત્તર ધ્રુવ તેમજ દક્ષિણ ધ્રુવ બન્નેથી સરખે અંતરે પૃથ્વીના મધ્ય ભાગમાં નકશા ઉપર એક લીટી દોરવામાં આવે છે. આ લીટી **વિષુવવૃત્ત** કહેવાય છે.

**અક્ષાંશ વૃત્ત**:—વિષુવવૃત્તથી દરેક ધ્રુવ સુધી એકેક અંશને અંતરે લીટીઓ દોરવામાં આવે છે. આ લીટીઓ નકશામાં આડી દેખાય છે, પણ પૃથ્વીના ગોળા ઉપર તો આડા ગોળ હોય છે. આ લીટીઓ **અક્ષાંશ વૃત્ત** કહેવાય છે. વિષુવવૃત્તના અક્ષાંશ ૦° (શૂન્ય) અને ધ્રુવ પાસેના ૯૦° કહેવાય છે. વિષુવવૃત્તથી ઉત્તર તરફના અક્ષાંશ **ઉત્તર અક્ષાંશ** કહેવાય છે, અને દક્ષિણ તરફના **દક્ષિણ અક્ષાંશ** કહેવાય છે.

**રેખાંશ વૃત્ત**:—આવીજ રીતે ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી વિષુવવૃત્તમાં થઇને જતાં વર્તુળો દોરવામાં આવે છે, તે **રેખાંશ વૃત્ત** કહેવાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં **લંડનની** પાસે **ગ્રિનીચમાં** વેધશાળા છે, તે સ્થળના રેખાંશ શૂન્ય ગણાય છે, અને ત્યાંથી ૧૮૦° પૂર્વમાં અને ૧૮૦° પશ્ચિમમાં એમ રેખાંશ ગણાય છે.

# સૂર્યમાળા અને ગ્રહો.

**સૂર્યમાળા:**—પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, તેવી રીતે સૂર્યની આસપાસ ફરતા બીજા આકાશી પદાર્થો છે તે **ગ્રહો** કહેવાય છે. આપણી પૃથ્વીને જેવી રીતે ચંદ્ર છે, તેવી રીતે ગ્રહોને પણ ચંદ્ર (ઉપ-ગ્રહ) હોય છે. ચંદ્ર ઉપગ્રહ કહેવાય છે. બધા ગ્રહો સૂર્યની આસપાસ લંબવર્તુળમાં ફરે છે. ગ્રહો ઘણે ભાગે પરપ્રકાશિત છે, તેથી તેમનું તેજ સ્થિર દેખાય છે; પણ તારાઓ સ્વપ્રકાશિત હોઇ ચમકે છે. સૂર્ય અને તેની આસપાસ ફરતા ગ્રહો, ઉપગ્રહો વગેરે મળીને જે સમૂહ થાય છે, તે '**સૂર્યમાળા**' કહેવાય છે.

**અંદરના ગ્રહો:**—**બુધ** અને **શુક્ર** આપણી પૃથ્વીથી સૂર્ય તરફના એટલે કે સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવેલા હોઈ અંદરના ગ્રહો કહેવાય છે. તે બન્ને સૂર્યોદય પહેલાં કે સૂર્યાસ્ત પછી દેખી શકાય છે. ચંદ્રની માફક તેમની કળા થાય છે.

**બહારના ગ્રહો:**—સૂર્યની આસપાસ ફરનારા ગ્રહોમાં પૃથ્વી ત્રીજે નંબરે છે. પૃથ્વી પછી ફરનારા ગ્રહો **બહારના ગ્રહો** કહેવાય છે. તેમનાં નામ અનુક્રમે **મંગળ**, **બૃહસ્પતિ** અથવા **ગુરુ**, **શનિ**, **યુરેનસ**, અને **નેપચ્યુન** છે.

**મંગળ:**—પાસેમાં પાસેનો બહારનો ગ્રહ મંગળ છે. તે રતુમડા રંગનો દેખાય છે. તેના ઉપર માણસ રહેતાં હશે, તેમ કેટલાક વિદ્વાનો ધારે છે. તેને બે ચંદ્ર છે.

મંગળ પછી બહારની બાજુએ **નાના ગ્રહોનો સમૂહ** આવે છે. તે કદાચ કોઇ એકાદ ગ્રહના તૂટવાથી બન્યા હશે, એમ ધારવામાં આવે છે.

**બૃહસ્પતિ:**—નાના ગ્રહો પછી બહારની બાજુએ **બૃહસ્પતિ** અથવા **ગુરુ** છે. તે સૌથી મોટો છે, અને તેને આઠ ચંદ્ર છે. તેને થોડુંક પોતાનું તેજ છે.

**શનિ:**—ગુરુની બહાર **શનિ** છે. તેને ફરતાં ચક્રો દેખાય છે.

**યુરેનસ** અને **નેપચ્યુન** ત્યાર પછીના બહારના ગ્રહો છે. તે દૂરબીનથી દેખી શકાય છે. તેમની શોધ મોડેથીજ થઈ હતી.

## તારા અને નક્ષત્રો.

**તારા:**—દરરોજ રાત્રે આકાશમાં અસંખ્ય તારા દેખાય છે. તે બધા સ્થિર તેજવાળા નથી, પરંતુ ઝગઝગે છે. આ બધા સૂર્યો જેવાજ છે, પણ તે બહુ! દૂર આવેલા હોવાથી આપણને નાના દેખાય છે. પાસે પાસે આવેલા તારાઓનાં ઝુમખાંઓમાંના તારાની ગોઠવણુ કોઈ પદાર્થને મળતી આવતી હોય, તે ઉપરથી તે ઝુમખાને તે પદાર્થનું નામ આપવામાં આવ્યું છે.

**રાશિ અને નક્ષત્ર:**—પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, તે માર્ગના બાર ભાગ પાડી દરેક ભાગમાં આવતા તારાનાં ઝુમખાંને **રાશિ** કહેવામાં આવે છે. રાશિઓ ૧૨ છે. વળી તેજ માર્ગના ૨૭ ભાગ પાડીને દરેક ભાગને **નક્ષત્ર** કહેવામાં આવે છે. *રાશિ તેમજ +નક્ષત્રનાં નામ દરેક પંચાંગમાંથી પણ મળી શકશે.

આ રાશિઓ ને નક્ષત્રો ઉપરાંત ઉત્તર ધ્રુવની પાસેના **સપ્તર્ષિ**, **શર્મિષ્ટા** અને નાના **સપ્તર્ષિ** ઓળખવા લાયક છે.

**આકાશનું નિરીક્ષણ:**—જ્યારે તમે આકાશનું નિરીક્ષણ કરો, ત્યારે સપ્તર્ષિના પહેલા બે તારાની સીધી લીટીમાં ધ્રુવનો તારો ઓળખજો, અને તે ઉપરથી રાતના વખતે ઉત્તર દિશા શોધી શકાશે. પછીથી તમે પશ્ચિમથી પૂર્વ તરફ નક્ષત્રો જોતા જજો. સૂર્ય જે રાશિમાં હશે, તે રાશિની પછીનાં નક્ષત્રો સંધ્યાકાળસમયે પશ્ચિમ તરફની ક્ષિતિજમાં

---

*મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એ ૧૨ રાશિઓ છે.

+અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉતરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જયેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા, પૂર્વાભાદ્રપદ, ઉતરાભાદ્રપદ, અને રેવતી એ ૨૭ નક્ષત્રો છે.

દેખાશે; અને ત્યાર પછી અનુક્રમે પૂર્વ તરફ જતાં બીજાં નક્ષત્રો દેખાશે. કોઇ અનુભવી તમને બધાં અગત્યનાં નક્ષત્રો ઓળખાવી શકશે.

**વૃશ્ચિક** રાશિ વીંછીના જેવી દેખાય છે, અને તેને ગામાડીઆ લોકો **વિંછુડો** કહે છે.

**કૃત્તિકા** નક્ષત્ર દ્રાક્ષના લુમખા જેવું છે.

**રોહિણી** નક્ષત્ર અંગ્રેજી V ના જેવું છે.

**મૃગશીર્ષ** સૌથી સુંદર નક્ષત્ર છે. તેના ત્રણ તારા એક સીધી લીટીમાં છે, અને તે લગભગ એક વાર (યાર્ડ) જેટલા અંતરમાં ગોઠવાએલા લાગે છે.

**હસ્ત** નક્ષત્ર હાથના પંજા જેવું છે.

**મઘા** નક્ષત્ર દાતરડા જેવું છે.

ઉપર મુજબનાં ઉદાહરણો વિષે શીખ્યા પછી તમે ધારો, તો તમારા શિક્ષક કે વડીલ પાસેથી બારે [1]રાશિ અને સત્તાવીસે [2]નક્ષત્રો વિષે સારી માહીતી મેળવી શકો, તેમજ નજરે જોઇ ઓળખતા પણ થઇ જાઓ.

પૃથ્વીના માર્ગની બહાર ઘણા તારા છે, પણ તેમનાં નામ પ્રાચીન સમયના લોકોએ પાડયાં નથી.




---

૧. મકરના સૂર્ય થાય ત્યારે ઉત્તરાયણ-ઉતરાણ આવે છે, અને દક્ષિણાયન થાય ત્યારે સૂર્ય કર્કના હોય છે.

૨. ૧૪ નક્ષત્રો ચૌદ ચૌદ દિવસનાં ને ૧૩ નક્ષત્રો તેર તેર દિવસનાં હોય છે. એ લેખે વરસના દિવસ ૩૬૫ થાય છે એ તપાસી જુઓ.

વર્ષાઋતુમાં આવતાં જુદાં જુદાં નક્ષત્રોની રમુજી વાતો તમારા શિક્ષક પાસેથી જાણી લેવી.